# સંસ્થાન છોટાઉદેપુર.

# વર્ણન.

પ્રસીદ્ધ કર્તા

વૃજલાલ લક્ષ્મીદાસ પારેખ.

# સંસ્થાન છોટાઉદેપુર વર્ણન.

બનાવી પ્રસિદ્ધ કર્તા

## વૃજલાલ લક્ષ્મીદાસ પારેખ.

સંસ્થાન રાજપીપળા

નાંદોદ

"દેશી મિત્ર" એનજીન પ્રીન્ટીંગ પ્રેસ—સુરત.

સંવત ૧૯૬૪ ના કારતગ સુદી ૧ તા. ૬-૧૧-૧૯૦૭

પ્રત. 700

## ઇંદ્ર વિજય.

અર્ક તણો પણ અર્ક જુવો, કવિ તર્ક અખંડ ચતુર ચલાવે,
વિશ્વની બહુ રુપી સભા મહિં; કામ દુધા કવિ વાંણુ કહાવે.
તુર થકી જન મંડળમાં પણ, માન દીવાનનું એજ ધરાવે,
કાવ્ય મભા નૃપ રાજ્ય સભા પુર જોસ પ્રભા કવિ યોજ ગજાવે
યોગ કળા શુભ આદરીને અબધુત્ત સદા રઘુનાથ રીઝાવે.
પ્રેમકળા ધરીને પતિને સુખ સ્વર્ગતણું સુખ સત્તીઓ ઉપજાવે,
નાટયકળા નૃતકાર કરી જનનાં મનમાં સુભ નિતી સજાવે.
કાવ્ય મભા નૃપ રાજ્ય સભા પુર જોસ પ્રભા કવિયોજ ગજાવે.

---

## શાર્દૂલ વિક્રિડિત.

પાતાળે ગગને અને ભુતળમાં; જે છે ખરો માહરથી,
નેતી શબ્દ વડે વદે શ્રુતિ સદા; પામે ન છેડો કથી.
જે ત્યાંની અવિનાસી શાંન્ત સુખદા વ્યાપી રહયો સર્વમાં
એવા વીશ્વ વિલાસીને નમન હું, નિત્યે કરૂં પ્રેમમાં.

---

## ગીતી

નિર ગુણ રૂપ જગ ભરતા; અપાર જ્ઞાની સદ્‌ચીદ્દ આત્માને।
શોધ કર્યો નહીં જેણે; ખરેજ તેનો જન્મ વૃથામાનો.

---

## ઈંદ્ર વિજય.

ભાગ્ય ભલાં જનના જવ હોય; મળેતવ સંત માહા સુખકારી,
છેજ અલૌકીક સંત તણું સુખ; સંત વિના નહી કો દુઃખ હારી.
સંગ કરે જન ઉત્યમનો સમજે, તવ ઉત્તમતા ઉર સારી
સજ્જન સંગ અનુપમ રત્ન; કરે મનરંજન તે નિજધારી.

---

## શાર્દૂલ વિક્રિડિત.

દાતા દેવ દયાળ દક્ષ દિલથા, દેવા અવિચળ ગતી,
વાચા વાધે વિલક્ષણી સુભ અતી, એવીજ અર્પોમતી.
દે કરવા કતુ કત્યનિજ દાસને, સદ બુદ્ધી સદ ભાવના,
પરિક્રમણા લઘુ ગ્રંથના કથનમાં. દે કોણુતાહારા વના,





નેકનામદાર મહારાજાધિરાજ શ્રી ફતેસિંહજી મહારાજ સાહેબ.
સંસ્થાન છોટાઉદેપુર.

# માનપત્ર.



## નેક નામદાર મહારાઊલ શ્રી ફતેસિંહજી મહારાજ

## સાહેબ સંસ્થાન છોટાઉદેપુર.

આપ સાહેબ સંસ્થાન. છોટા છેદેપુરની અવિચળ ગાદીના અધિપતી થવાથી પ્રજાને બહુ આનંદ થયો છે જ્યારથી આ રાજ્યનું રાજ્ય પદ આપ નામદારે ધારણકર્યું છે. ત્યારથી આખા રાજ્યમાં સુખ શાંતિ ફેલાઇ છે. તથા અનેક જાતના આધી વ્યાધી ને ઉપાધીનો નાશ થયો છે, પ્રજાની દાદ ફરીઆદ બરાબર સાંભળી તેઓને અદલ ન્યાય મળે છે, ગરીબ લોકો ઉપર ગેરવ્યાજબી જુલમ થતો નથી લુચ્ચા ચોર લબાડી અને ચાડીખોરોનું બળ ક્ષીણ થયું છે પ્રજામાં સંપનો વધારો થવાથી સર્વજનો ભ્રાતૃભાવે વર્તે છે. તેથી પરસ્પર પ્રેમનું બંધારણ મજબુત થતું જાય છે. કાર્ય વેહેવાર કુશળતાથી ચાલે છે. દિન પ્રતિદાન વ્યાપારની વૃદ્ધી થાય છે. અભણ લોકો વિદ્યાની કેળવણીલઇ હોશીઆર બને છે. કારીગરોને ઉત્તેજન મળવાથી હુન્નરનો વધારો થાય છે. વિદ્વાન અને કવિઓની કદર કિંમત થવાથી વિદ્યાનો પ્રકાશ વધતો જાય છે અનાથ અને નિરાધાર પ્રાણીઓને અંન્ન વીગેરે આપી બરદાસ રાખવામાં આવે છે. ઘરડાં અને અપંગ જાનવરોનું રક્ષણ થાય છે. ગૌબ્રહ્મણ તથા ધર્મનું પ્રતીપાલન કરવામાં આવે છે.

વીગેરે વીગેરે અનેક જાતનાં સુખસાધનોથી આ રાજ્યની પ્રજા બહુ સુખી છે. વળી આપ નામદારે રાજ કુમાર કોલેજની ઉત્તમ કેળવણી લઇ હીંદુસ્થાનની મુસાફરી પુર્ણરીતે કરી છે. તેથી કળા કૌશલ્યતા તથા અનેક પ્રકારના હુન્નરો રાજ્યમાં દાખલ કરવાની યોજના દીન પ્રતીદીન જારી રાખી પ્રજાને સુખી કરવાની આતુરતા બતાવોછો તેમજ આપ નામદાર તખ્તનશિન થયા બાદ આપની કાર્યકીર્દીમાં આ રાજ્યના પાહાડી ભાગમાંથી પોલાદ વીગેરેની કીંમતી ખાણો સોધન કરાવતાં મળી આવી છે. તેથી ટુકા વખતમાં ઉપજમાં ઘણોજ વધારો થઇ રાજ્ય આબાદ થશે અમો ઇશ્વર પાસે માગીએ છીએ કે અમારા ઉદાર અને પ્રજાપાલન માહારાજા સાહેબ દિર્ઘાયુશ પાંમી અચળ રાજ્ય ભોગવો.

### દોહરો

સુખી પ્રજા આ રાજ્યની; પરમેશ્વરની મેહેર
ફતેસિંહના રાજ્યમાં; સૌને લિલાલેહેર

### નારાચ છંદ

પરોપકાર વિશ્વમાં અનેક રીતના કર્યા
દયા ધરી ઉરેઅપાર કષ્ટ દીનના હર્યા.
સુધર્મપાળી સૃષ્ટિમાં વધારી પુર્ણ નામના,
પુરો દયાળુ દાસ જાણી આપો તેની કામના.

હું છું આપનો સેવક
**વ્રજલાલ લક્ષ્મીદાસ પારેખ.**





મેહેરબાન સી. ઈ. એસ. સ્ટીસ સાહેબ.
સંસ્થાન છોટાઉદેપુરના દિવાન બાહાદુર.

# અર્પણ પત્રીકા.

## મેહેરબાન સી. ઇ. એસ. સ્ટીલ સાહેબ.

### સંસ્થાન છોટાઉદેપુરના દિવાન બહાદુર.

આપ સાહેબે જ્યારથી આ રાજ્યનું દિવાંન પદ ધારણ કર્યું છે ત્યારથી રાજ્યમાં ઘણોજ સુધારો વધારો કરી પ્રજા વર્ગમાં સુખ શાન્તિ ફેલાવી છે પ્રથમ આ રાજ્યમાં અસલના જુના વહિવટોથી કેટલોક ગેર સિરસ્તે કારભાર ચાલતો હતો તે સઘળા વહિવટોમાં યોગ્ય ફેરફાર કરી ઉપજમાં વધારો કર્યો છે નામદાર માહારાજા શ્રી ફતેસિંહજી માહારાજ સાહેબને રાજ્ય કારભાર ચલાવવા સંબંધમાં વખતો વખત યોગ્ય સલાહ આપી પ્રજાના સુખ સાધનો થવાની યોજના કરો છો તથા રાજ્યને આબાદ થવા સારૂ કેળવણીનો પ્રકાશ કરી લોકોને નિર્ભય કરવાની ઉત્કૃષ્ટ ઉત્કંઠા તેમજ માહારાજા સાહેબ પ્રત્યે આપની સ્નેહ યુક્ત પ્રેમાળ લાગણી જોઇ આ પુસ્તક આપ સાહેબ બાહાદુરને અર્પણ કરૂં છું તે સ્નેહ પુર્વક સ્વિકારશો, તા,. ૯–૧૧-૦૭

હું. છુ. આપનો.

**વૃજલાલ લક્ષ્મીદાસ પારેખ.**



# આભાર પત્ર.

## મેહેરબાન અદેસિંહજી પ્રતાપસિંહજી

### સંસ્થાન છોટાઉદેપુરના પ્રાઇવેટ સેક્રેટરી સાહેબ

આપ સાહેબ નામદાર મહારાજા સાહેબને પ્રજા કલ્યાણાર્થે સુભ કાર્ય કરવા બાબતમાં વખતો વખત નેક સલાહ આપી રાજ્યની આબાદી અને નામદાર મહારાજા સાહેબની સુભ કિર્તિનો ફેલાવો થવા બાબતમાં ઉત્તમ યોજના કરી પુરતું ધ્યાન આપોછો તથા નામદાર માહારાજાશ્રીના હિંદુસ્થાનના પ્રવાસમાં સાથે રહી અનેક પ્રકારના કાર્યોમાં કુસળતા બતાવી નામદારને રાજ્યનિતીની રીતભાતોથી જાણીતા કીધા છે તેમજ વિદ્વાનોની પરીક્ષા કરવામાં નિપુણછો તેમ જાણી તથા આ ઉદેપુર વર્ણન નામના પુસ્તક રચવાના કામમાં વખતો વખત આપના તરફથી સારી મદદ મળી છે તેની યાદગીરી સારૂં આપ સાહેબનું અમર નામ આ પુસ્તકની સાથે જોડી રાખવા માટે આપના નામનું આભાર પત્ર દાખલ કરૂંછું તે સ્વીકારસો.

દોહરો

ભલા તજે ન ભલાઇને, ધનપર નાંખે ધ્યાંન,
સદ ગુણીજન સંસારમાં, પ્રિમળે પુષ્પસમાન.
ઇચ્છાના ભંડારની, કુંચી ધૈર્ય ગણાય,
હોય કઠીણ અતી તોય પણ, એથી તે ખોલાય.

હું છું આપનો આભારી

**વ્રજલાલ લક્ષ્મીદાશ પારેખ.**

# સંસ્થાન છોટાઉદેપુર.

---

## રાજ્યનો વિસ્તાર તથા સ્વરૂપ.

આ રાજ્યનું ક્ષેત્રફળ ૮૭૩ ચોરસ માઈલને આસરે છે. તેમાં ૬૪૬૨૧ માણસની વસ્તિ છે વાર્ષિક ઉપજ સરાસરી ૩૨૨૫૮૯ રૂપૈઆની છે એમાં નાહનાં મોહોટાં મળી કુલ ૫૪૧ ગાંમો છે તેમાં કેટલાંક રાંની ભાગના તથા કેટલાંક રાસ્તિ ભાગના ગામો છે રાંની ભાગના ગાંમોમાં ભીલ લોકોની વસ્તિ છે તેમને નાયક કહે છે. તેઓ જોરાવર બાહાદુર તથા સ્વભાવે ગરીબ માયાળુ અને ભોળા હોય છે એમનું મુખ્ય હથીઆર તીરકામઠું છે; રાસ્તિ ભાગના ગાંમોમાં બ્રાહ્મણ, વાણીઆ, ક્ષત્રી, દક્ષાણી, વોહોરા, મુસલમાન વીગેરે કેટલાક કારીગરોની વસ્તિ છે. સિમા આ રાજ્યની ઉત્તર દિસાએ દેવગઢ બારીઆનું રાજ્ય દક્ષીણે સંખેડા મેવાસના તાલુકા તથા ગરુડેશ્વર તાલુકાની કેટલીક જગોએ સરહદ આવેલી છે પુર્વ દિસાએ આલીરાજપુરનું સંસ્થાન પશ્ચિમે પંચમાહાલ જીલ્લાનું હાલોલ પરગણું તથા બોડેલી આગળ ગાયકવાડી રાજ્યની સરહદ આવેલી છે. ત્યાં આ રાજ્યનું ઢોકળીઆ કરીને ગામ

છે તેમાં દરબાર તરફથી એક સરસ બંગલો બાંધવામાં આવ્યો છે. જેમાં હજારો મુસાફરોને આરામ મળે છે આ રાજ્યનો કેટલોક ભાગ પાહાડી છે. તેમાં કેટલીક નાહની મોહોટી ડુંગરની ટેકરીઓ તથા પર્વતો આવેલા છે મુખ્ય પર્વત=આંબા ડુંગર કહેવાયછે તે ઉપર સાગ, સીસમ, તણછ, ખેરબાવલ, બીયાં, કલમ, સેવણ, વાંસ વીગેરે ઇમારતી લક્કડ પુષ્કળ થાય છે તેને બાહાર દેશાવર ખાતે ઘણા વેહેપારીઓ વેહેપારને અર્થે લઇ જાય છે. આ જંગલમાં વાઘ વરૂ ચીત્તા રીંછ ભુંડ હરણ રાનીપાડા રોઝ સાબર ઇત્યાદિ જંગલી પ્રાણીઓ ઘણાં રહે છે. ગ્રામ્યપસુમાં ગાયો ભેંસો બળદ બકરાં ઘેટાં વિગેરે છે. મુખ્ય પેદાસ=ખેતી તથા જંગલની છે. જંગલની પેદાશમાં=મધ મીણ કાથો રોયડો નરગુંદી ચારોળી તથા બહુફલીની છે. ખેતીની પેદાસ=મગ મઠ બાજરી જુવાર વાલ મકાઇ ચણા દીવેલી બંટી મોર ડાંગર કોદરા તથા કપાસની છે. આ સંસ્થાનમાં નામદાર માહારાજા સાહેબ તખ્તનસીન થયા પછી નવી સોધ કરાવતા અબરખ આરસપાહાણ તથા પોલાદ વિગેરેની ખાંણો નીકળી છે. એ સીવાય બીજી ઘણી જાતની ધાતુની ખાણો નીકળવાનો સંભવ છે મુખ્ય પ્રગણા=જાબુગાંમ, તેજગઢ, કવાંટ, તથા કરાળી મળી ચાર છે. તે દરેક પ્રગણામાં ફોરેસ્ટ પોલીસ તથા રેવન્યું અમલદારો રહે છે. રેવન્યું અમલદારને થાંણેદાર કહે છે. કવાંટ પ્રગણામાં નર્મદા નદીને કીનારે હાંફેશ્વર માહાદેવનું ધામ છે ત્યાં દરબાર તરફથી એક મોહોટી ધર્મસાળા બંધાવી દરેક પરદેશી વાટમાર્ગુઓને દરરોજ સદાવ્રત અપાય છે. અહીંઆ ઘણા દૂર દેશાવરના લોકો યાત્રા કરવા આવે છે.

વળી કવાંટમાં એક ડીસ્પેન્સરી તથા સમજ કુંવરબા કન્યાશા ળા નવીન સ્થાપવામાં આવી છે. જબુગાંમ પ્રગણામાં તિલાવ કરીને ગામ છે. ત્યા તીલાવ માતાનું દેવલ છે. અહીંઆ ઘ ણા લોકો યાત્રા કરવા આવે છે. તથા આ રાજ્યના રાજ્ય કર્તા વીગેરે કુંટુંબમાં દેવલોક થાય તેમની દહન ક્રીયા અહીં આ થાય છે. વળી એવું કહે છે કે જે માણસને પત અથવા ગરમીનો આજાર થયો હોય તે અહીંઆંનું મટોડું સરીરે ચોળી કુંડમાં નાહાય તો આજાર મટી જાય છે. એ સીવાય જેતપુરમાં એક નવી ડીસ્પેન્સરી ખોલવામાં આવી છે. આ રાજ્યમાં કદવાલ તથા વગાચ મલી બે મેવાસી જાગીરો છે ત્યાંના જાગીરદારોને ઠાકોર કહે છે ત્યાંની દીવાની ફોજદારી આ રાજ્યને તાબે છે. ઉદેપુરથી ૨૦ વીસ માઇલ- ને છેટે મોહન કરીને ગાંમ છે ત્યાં પ્રથમ રાજ્ય ગાદી હતી. ઇસ્વીસનના સતરનાં સૈકામાં બાજી રાઓળ નામે રાજા થયા તેમણે ત્યાંની ગાદી ઉ ઠાવી નાખી ઉદેપુરમાં સ્થાપી મોહનમાં તે વખતનો બંધાવેલો પુરાતની એક કીલ્લો છે તે ઘણો મજબુત તથા સરસ બાં- ધણીનો જોવા લાયક છે. મુખ્ય નદી=ઑર-એરણુ આંખી બાલેજ મેલીઓ તથા ઝરવો મળી છ છે. તેમાં ઑર નદી સ ર્વથી મોહોટી છે તે ઉદેપુર નજીકના ભાબરા નાંમના ડુંગર- માંથી નીકળી ઉદેપુર આગળ થઇ માંડવા નજીક શ્રી નર્મદાજીને મળે છે તેને ઑર સંગમ કહે છે ઑર નદીને માહામુની શ્રી સુકદેવજીએ ઉત્પન્ન કરી છે. તેથી શાસ્ત્રમાં ઑર નદી માહા પવિત્ર ગણાય છે. મુખ્ય ગાંમ=ઉદેપુર, કવાટ, પાંનવડ, જબુ

ગાંમ, તેજગઢ, જેતપુર મલી ૭ છે તેમાં ઉદેપુર સર્વથી મોહોટું રાજધાનીનું ગાંમ છે. ગામમાં ૩૮૭૨ માણુસની વસ્તિ છે તેમાં વાણીઆ બ્રાહ્મણ ક્ષત્રી દક્ષણી પાટીદાર મુસલમાંન વોહોરા શોની સુથાર વિગેરે અરાઢે કોમના લોકો વસે છે શેહેરની મધ્ય સ્થળે માહારાજા સાહેબનો રાજમેહેલ છે. તે ઘણો સરસ બાંધણીનો જોવા લાયક છે. મેહેલને ફરતો પથ્થરનો કોટ છે તેને કિલ્લો કહે છે કિલ્લાને ફરતી ભાયાતોની હવેલીઓ આવેલી છે તે ભાગને સરકાર વાડો કહે છે. કિલ્લા બહાર ગાડીખાનું, તંબુખાનું, હાથીખાનું તથા ટેનીસ રમવાની સરસ જગો બાંધેલી છે તેથી એ ભાગ ઘણો સોભાયમાંન દેખાય છે કિલ્લામાં ખાસા ઘોડાની પાગા છે તેમાં ઘણા સારા કીંમતી ઘોડા રાખવામાં આવ્યા છે તેઓને દરરોજ રીવાજ મુજબ ઘી ખાંડ વીગેરેની રાતબ અપાય છે અહીઆના ઘોડા તથા ગાડીઓ (બગીઓ) ઘણીજ વખણાય છે. એવું કહે છે કે આ સંસ્થાનના જેવા ઘોડા ગાડીઓ બીજા કોઇ રજવાડામાં નથી શેહેરમાં ઈંગ્રેજી ગુજરાતી નીશાળ કન્યાશાળા, સંસ્કૃત પાઠશાળા, ઉર્દુશાળા, દવાખાનું, લાયબ્રેરી વીગેરે સરકારી ધર્માદા ખાતા છે એ શીવાય રેયલ કલબ ગેસ્ટહાઉસ વીગેરે મકાનો દરબારી છે અહીંઆંની હોસ્પીટલમાંથી દરેક પ્રજાને મફત દવા આપવામાં આવે છે દવા ઘણી ઉતમ પ્રકારની મળવાથી પ્રજાને ઘણોજ ફાયદો થાય છે. અહીંઆના દવાખાનામાં જેવી સારી દવા આપે છે તેવી દવા બીજા કોઇ સંસ્થાનના દવાખાનામાંથી મળતી નથી.

તેમજ દર્દીના દર્દ જલદી આરામ કરવા બાબત. મે. ચીફ મેડીકલ ઓફીસર સાહેબ ઘણી કાળજી રાખે છે. મુખ્ય ઓફીસખાતાં=હજુર ઓફીસ, ન્યાયાધિસ ઓફીસ, રેવન્યુ ઓફીસ, પોલીસકોર્ટ, ટ્રેઝરી ઓફીસ, ફોરેસ્ટ ઓફીસ, ફોજ ઓફીસ, રેકર્ડ ઓફીસ, ઈન્જીનિઅર ઓફીસ, મ્યુનિસીપાલ ઓફીસ, ગાર્ડનસુપ્રીન્ટેન્ડેન્ટ ઓફીસ, સરવ્હે ઓફીસ તથા જેલ ઓફીસ વીગેરે છે. એ સીવાય નામદાર માહારાજા સાહેબનું ખાંનગી ખાતું છે તેને સેક્રેટરી ઓફીસ કહે છે. હજુર ઓફીસ સર્વથી વડી છે ત્યાં નીચલી કોર્ટના ફેંસલા ઉપર અપિલ સાંભળી નામદાર મહારાજા સાહેબ વ્યાજબી ન્યાય આપે છે. મુખ્ય ઓફીસ ખાતાંમાં પળાતા તહેવારની રજા ઓ=કાર્તીક સુદી ૧ બેસતું વર્ષ, કારતગ. સુદી ૨ ભાઇબીજ કારતગ સુદી ૫ નામદાર ફતેસિંહજી માહારાજા સાહેબનો જન્મ દીવસ, કાર્તીક સુદી ૧૧ દેવઊઠની મોહટી એકાદસી, કાર્તીક વદી ૩૦ કુમાર શ્રી નટવરસિંહજી દાદાસાહેબનો જન્મ દીવસ. પોસ માસમાં શંક્રાન્તી, માહા સુદી ૫ વસંત પંચમી માહાસુદી ૧૪ શ્રી મોતીસિંહજી માહારાજા સાહેબની શંવ્તસરી, માહવદી ૧૪ શિવરાત્રી, ફાગણ માસમાં ભગુરીપુ ઉદેપુરનું બજાર, ફાગણસુદી ૧૫ હોળી, ફાગણવદી ૧ ધુળેટી વાઘ સ્થળનો મેળો તા. ૧૨-૩-૬ નામદાર માહારાજા સાહેબ શ્રી ફતેસિંહજી માહારાજ ગાદીએ બેઠા તેની સાલગીરી (ઈન્સ્ટ્રોલેસન દીવસ) ચૈત્રસુદી ૧ ગુડીપડવો, ચૈત્રસુદી ૯ રામનવમી, ચૈત્રસુદી ૧૫ હનુમાન જયંતી વૈશાખ સુદી ૩ અખાત્રીજ, અસાડ સુદી ૧૧ દેવપોઢી એકાદસી, અસાડ વદી ૩૦ દી-

વાસો, શ્રાવણ સુદી ૭ સીતળા સાતમ, શ્રાવણ સુદી ૧૫ બળેવ શ્રાવણવદી ૧ રક્ષા બંધન, શ્રાવણ વદી ૮ જન્માષ્ટમી, શ્રાવણ માસના દર સોમવારે બાર વાગ્યા પછી અરધી રજા, શ્રાવણમાસનો છેલ્લો સોમવાર, ભાદરવા સુદી ૪ ગણેસ ચતુર્થી, ભાદરવા સુદી ૧૪ આણંદ ચૌદસ, ભાદરવાવદી ૧૪ શ્રી મોતી સિંહજી માહારાજનું શ્રાધ, આસોસુદી ૧૦ દસરા, આસોસુદી ૧૧ પાટી તથા રાણાજી સાહેબનો જન્મ દીવસ આસો વદી ૧૩ ધનતેરસ, આસોવદી ૧૪ કાળી ચૌદસ. આસો વદી ૩૦ દીવાળી એ સીવાય મુસલમાની તહેવાર–બકરીઇદ, મોહરમ, રમજાન વીગેરેની રજા તથા દર રવીવાર. એડવર્ડ સાતમાનો જન્મ દીવસ, ગુડફ્રાઇડે, નાતાલની દશ દીવસ, સૂર્ય તથા ચંદ્ર ગૃહણ હોય ત્યારે એ પ્રમાણે રજા પાળવામાં આવે છે. મુખ્ય સ્વારી–દસરા, પાટી, ધનતેરસ, કાળી ચૌદસ, દીવાળી તથા હોળી મળી ૭ ભરવામાં આવે છે. મુખ્ય મેળો દસરા તથા વાઘ સ્થળનો ભરાય છે. દસરાને દીવસે ઘણા દુર દેશાવરના લોકો અહીં જોવા આવે છે. આ મેળામાં આસરે ૧૫૦૦૦ સુધી માણસો ભેગાં થાય છે તે વખતે દરબાર તરફથી સારો બંદોબસ્ત રાખવામાં આવે છે દસરાને દીવસે સવારમાં દરબાર ભરી આખા રાજ્યના પટેલ લોકોને સરપાવ આપે છે તથા ભાટ ચારણોને ત્રાગ વેહેચાય છે. સાંજરે નામદાર મહારાજા સાહેબ સવારી ભરી શ્રી હનુમાનજીની પુજા કરવા પધારે છે. પાટીને દીવસે પ્રેડ ગ્રાઉન્ડના મેદાનમાં રમત ગમત થાય છે. તેમાં સરત જીતનારને દરબાર તરફથી સારૂ ઇનામ આપવામાં આવે છે. એ સીવાય ઘણી જાતના ખેલો તથા તમાસા

કરવામાં આવે છે જેથી હજારો લોકો જોવામાં ભાગ લે છે. વાઘ સ્થજીનો મેળો ફાગણ સુદી ૫ ને દીવસે ભરાય છે તેમાં પણ ઘણાંજ લોકોનો જમાવ થાય છે. અહીંઆના રીત રીવાજો તથા રાજ્યનિતિ વખાણવા લાયક છે. ગામની વચ્ચે બજાર છે તેમાં કાપડીઆ, ગાંધી, વોહોરા, કંસારા વીગેરે વેહેપારીઓની દુકાનો છે ત્યાં તમામ જાતનો માલ વેચાય છે અહીંઆ દર શુક્રવારે હાટી ભરાય છે તેમાં બાહારગામના ઘણા વેહેપારીઓ માલ વેચવા લાવે છે. ગામની પશ્ચિમ દિસાએ મુસલમાન લોકોનો મોહોટો મોહોલ્લો છે. તેને કસ્બો કહે છે. કસ્બાને લગતી જેલ તથા રીસાલા લેન બાંધેલી તેમાં ચુંટી કાઢેલા ઘોડેસ્વારની એક સરસ ટુકડી રાખવામાં આવી છે તેના ઉપરી અમલદારને રીસાલદાર કહે છે. જેલની બાંધણી તારીફ કરવા જેવી છે તે માંહે ગુન્હેગાર કેદીઓને પગમાં બેડી પેહેરાવી રાખવામાં આવે છે જેલના ઉપરીને જેલર કહે છે, જેલમાં સેતરંજી, ગાલીચા તથા ઘણી જાતનું ફેન્સી દેશી કાપડ અને નેતરકામ કેળવાયલા કેદીઓના હાથથી ઘણું સરસ બને છે. આ કામની ઉત્તમ કેળવણી આપવા સારૂં દરબાર તરફથી હોંશીઆર અમલદારો રાખવામાં આવ્યા છે ગામની ઉત્તર દિસાએ એક મોહોટું તળાવ બાંધેલું છે તળાવના કિનારા ઉપર દરબાર તરફથી એક મોહોટી ધર્મશાળા બાંધી છે તેમાં હજારો મુસાફરો આરામ લે છે ધર્મશાળાની સાથે કન્યાશાળા તથા કાળીકા માતાનું દેવળ છે તેની સામી બાજુએ રામજીનું મંદીર, હોસ્પીટલ, લાયબ્રેરી તથા પંઢરીનાથનું નવું મંદીર છે તેની ઉત્તર દિસાએ આગળ ચાલતાં એક ફળીયું વસેલું છે તેને

રાવપુરા કહે છે તેમાં તમામ દક્ષણી લોકો રહે છે. રાવપુરા નજીક દસરાપાટીનું મેદાન પ્રેડ આઉન્ડ તથા ક્રિકેટ રમવાની જગો છે, તેની આગળ હનુમાનજીનું દેહેરૂં આવેલું છે ત્યાં નામદાર માહારાજા સાહેબ દસરાને દીવશે સવારી ભરી પુંજન કરવા પધારે છે પુર્વ દિસાએ ગેસ્ટ હાઉસનો બંગલો નવાપુરા તથા આર નદી છે. દક્ષિણે નદીને સામે કિનારે જાગનાથ માહાદેવનું દેવળ તથા માંણુકાનો બાગ આવેલો છે એ સીવાય ઘેલવાટનો બાગ ગામથી પશ્ચિમ દિસાએ બે માઇલને છેટે બોડેલી જવાની સડક ઉપર આવેલો છે. બાગની બનાવટ તારીફ કરવા જેવીછે, માંહે એક સરસ બાંધણીનો બંગલો બાંધેલો છે, ત્યાં નામદાર માહારાજા સાહેબ હવા ખાવાના પ્રસંગે ઘણી વખતે મુકામ કરીને રહે છે. બાગ માંહે અનેક જાતના ફળ ફુલ વીગેરેના વૃક્ષો આવેલાં છે તથા જુદી જુદી જાતની વેલ લતાઓથી બગીચો ઘણોજ રળીઆમણો લાગે છે શેહેરના મોહોટા રસ્તા સડકના છે તેની બંન્ને બાજુએ અજવાળા સારૂં ફાનસ રોપવામાં આવ્યા છે તેથી અંધારી રાત્રે લોકોને જવા આવવા હરકત પડતી નથી રાજ્યમાં સાહેર ખાતું સ્થાપન કરેલું છે ત્યાં તમામ જાતના નવા માલ ઉપર વહીવટ મુજબ જકાત લેવાય છે સાહેર ખાતાની મુખ્ય ઓફીસને સાહેર ચોતરો કહે છે. બોડેલીથી ઉદેપુર સુધી એક વીસ માઇલની પાકી સડક બાંધેલી છે તે ઉપરથી ભાર બોજાનાં ગાડાં તથા મુસાફરોને જવા આવવા હરકત પડતી નથી ભાર બોજાના ગાડા જાય છે તેમની પાસે દર ગાડા દીઠ ૦-૨-૦ મુજબ કર લેવામાં આવે છે તેને ટોલ કહે છે

ટોલની ઉપજ વાર્ષિક સરાસરી પાંચથી છ હજાર રૂપઇઆ સુધી ઉપજે છે એ શીવાય પ્રજા પાસે કોઇ પણ જાતનો કર કે વેરો લેવામાં આવતો નથી તેથી આ રાજ્યની પ્રજા અત્રુ સુખી છે આખા રેવાકાંઠાના રાજ્યોમાં ઉદેપુરના રાજ્ય બરાબર ધર્માદા ખર્ચ કોઇ જગોએ નથી વળી દરરોજ સહવારમાં બ્રાહ્મણને એક રૂપઇઓ, લોટો તથા ખીચડી દાંન આપે છે તેને પરવણી કહે છે એ સીવાય ઠેકાણે ઠેકાણે જગાશ્રયો બાંધી સદાવ્રત અપાય છે તેથી નિરાશ્રિત લોકોને ફાયદો થાય છે આ રાજ્યનું રાજ્યતંત્ર તથા કારભારીખાતુ વખાંણવા જેવું છે બાહોસ અને અનુંભવિ દિવાન બહાદુર રિટલ સાહેબની મદદથી તથા પ્રાઇવેટ સેક્રેટરી સાહેબ અદેસિંહજીભાઇની નેક સલાહથી રાજ્યમાં બનતી યોજના એ સુધારો દાખલ કરી પ્રજાને સુખી થવાના સાધન કરવા બાબતની યોજના દીન પ્રતિદીન જારી છે. વળી નામદાર માહારાજા સાહેબ વખતો વખત આખા રાજ્યમાં ડીસ્ટ્રીકટ-ફરી દરેક કાંમ કાજનો જાતે તપાસ કરી અરજદારોની અરજ ધ્યાનમાં લઇ યોગ્ય હુકમ કરે છે તેથી આખા રાજ્યમાં સાંન્તિનો ફેલાવો થયો છે- આ રાજ્યની જમીન ઉતમ પ્રકારની હોવાથી કેટલાક ભાગમાં વસ્તિ આબાદ થઇ ગાંમ વસે છે જેઓ નવા વાસે આબાદ થવા આવે છે તેઓને દરબાર તરફથી ઘર બાંધવા જમીન, માટી, લકડ વીગેરેની મદદ કરવામાં આવે છે વળી જે જગોએ ગાંમ તરીકે વસ્તિ થાય છે ત્યાં પાણીનું નવાંણુ બંધાવી ગરીબ લોકોને તગાવી આપવામાં આવે છે. નામદાર માહારાજા શ્રી ફતેસિંહજી માહારાજ સાહેબ

નો જન્મ દીવસ કારતક શુદી ૫, કુમારશ્રી નટવરસિંહજીનો જન્મ દીવસ માગસર વદી ૩૦ને રોજ હોવાથી તે દીવસે દરબાર ગઢ માં કચેરી ભરી નિસાળના વિદ્યાર્થીઓને મીઠાઇ વેહેંચી છુટી આપવામાં આવે છે તથા કેદી લોકોને સારૂ ખાવાનું આપી ગરીબોને પુષ્કળ ખેરાત અપાય છે તે દીવસે આખા ગામની પ્રજા ઊત્સાહ પાળે છે. ઇતિહાસ=છોટાઉદેપુરના રાજ્ય કર્તા ખીચી ચહુઆંણ વંશના ક્ષત્રી છે. એવું કહે છે કે, એમના મુળ પુરૂષ અણુહલરાજાને શ્રી રામચંદ્રજીના પવિત્ર ગુરૂ વશિષ્ટ મુનિએ આબુ પર્વત ઉપર અગ્નિ કુંડમાંથી ઉત્પન્ન કરેલા હતા તેમની પછી તેમના વારસ જયપાળ રાજા થયા તેમણે અજમેર વસાવી ત્યાં પોતાની રાજ્યગાદી સ્થાપી ત્યાર પછી તેમના વંશમાં માણેકરાય પુરૂષ થયા તેમણે સંભરના રાવ એવી પદવી ધારણ કરી. તે પછીથી માણેકરાયના વંશ જોએ સીંધસાગરમાં ૮૪ આજુબાજુના ૭૦ ગાઉના ઘેરાવા જેટલા મુલક ઉપર પોતાનો અમલ બેસાડયો. તેમણે પોતાની રાજ્ય ગાદી ખીચપૂર પાટણ સેહેરમાં કરી ત્યારથી તેમના વંશજો ખીચી ચહુઆંણ કેહેવાય છે. માણેકરાયના વંશમાં ધર્મરાજ નામે રાજા થયા તેમણે ખ્રસ્તીસનના દસમા સૈકામાં મહમુદગીજનીની પાસેથી અજમેર પાછું જીતી લઇ ફરીથી ત્યાં રાજ્યધાની કરી તેમના મરણ પછી વિસળદેવ રાજા ગાદે બેઠા તેમણે ગુજરાતના રાજા ભીમદેવ ઉપર ચઢાઇ કરી ગુજરાત જીતી લીધું તે જીતની યાદગીરી માટે વિશળનગર નામે શેહેર વસાવ્યું. તેમના પછી અજમેરની ગાદીએ અનુ ક્રમે સારંગદેવ, જયપાળ, આનંદદેવ, સોમેશ્વર તથા

પ્રથુરાજ ચહુઆણ નામે રાજા થયા, પૃથુરાજ બાહાદુર તથા બાંણાવળી હતા તેમણે ઘણા રાજયો જીતી લીધાં કેટલાકને ખંડીઆ બનાવ્યા તથા કેટલાક રાજાઓ એના ડરથી જંગલની ગુફાઓમાં ભરાઇ બેઠા એ પ્રમાણે આખો હિંદુસ્થાન તેના ભયથી થર થર કંપવા લાગ્યો પ્રથુરાજે કનોજના રાજા જયચંદની કુંવરી સંયોગતાનું હરણ કરી તેની સાથે લગ્ન કર્યું આથી કનોજનાં રાજાએ પ્રથુરાજ ઉપર ચઢાઇ કરી પણ તેમાં તે હાર પામી પાછો ગયો તે પછી સાહાબુદીન ગોરી સાથે સાત વખત લડાઇ કરી જીત મેળવી અને પાદશાહને વારંવાર કેદ પકડી છોડી દીધો પ્રથુરાજ પછી તેના વશંજો માળવામાં જઇ રહયા તે ભાગને હાલ ખીચીવાડો કહે છે. પછી તેમણે ત્યાંનો આસપાસનો કેટલોક મુલક જીતી લઇ ગઢ ઘાઘરણમાં ગાદી સ્થાપી એ ગાદી સ્થાપનાર બાહાદુર ખેંગારજી હતા ઇસ્વીસન ૧૩૩૦ માં ખેંગારજીના વંશજ ખીચી હમીરે અલાઉદીન ખીલજી સાથે લડાઇ કરી આ લડાઇમાં લાખો મુસલમાન યોદ્ધાઓ તથા ક્ષત્રી વિરપુરૂષોં માર્યા ગયા. છેવટે ખીચી હમીર સુરાતનથી લડી પાદશાહને સજડ હાર ખવાડી ગુજરાત જીતી લઇ પ્રખ્યાત થઇ ગયા ત્યાર પછી પાલનદેવ રાજા થયા તેમણે ગુજરાતના પૂર્વ ભાગમાં આવેલા પાવાગઢની તળેટીમાનું ચાંપાનેર નામે રાજ્ય જીતી લીધું પાલનદેવ પછી અનુક્રમે રામદેવ, ચાંગદેવ, ચચીગદેવ, સોનંગદેવ, પાલનસિંહ, જીતકરણ, કંપુરાવળ, વિરધવળ, સવરાજ, રાઘવદેવ, ત્રિંબુકભુપ. ગંગાદાસ, અને જયસિંહદેવ, નામે રાજા ચાંપાનેરની ગાદીએ થયા છેલા

રાજા જયસિંહદેવ પતાઇરાઓળ નામે ઓળખાતા હતા, પતાઇરાઓળને રાયસિંહજી, બીંબાજી અને તેજસિંહજી મળી ત્રણ કુમાર હતા તેમાંના મોહોટા કુમાર રાયસિંહજી બાપની હયાતીમાંજ ગુજરી ગયા હતા, બીંબાજી તથા તેજપાળ રાજ્યની પડતી વખતે બીજી જગોએ ચાલ્યા ગયા હતા. પરંતુ રાયસિંહજીને પ્રથુરાજસિંહજી અને ડુંગરસિંહજી નામે બે દીકરા હતા એઓ બન્ને જણે નર્મદા નદીના ઉતર કીનારા તરફ હાંફ નામે મોવાડામાં પોતાનું નવું સંસ્થાન સ્થાપ્યું ત્યા રહી તેમણે આજુબાજુનો મુલક સર કરવા માંડ્યો તે ઉપરથી ગુજરાતના પાદસાહે કેટલાક મુલકમાંથી ચોથ આપવા કબુલ કરી પછી અહીંઆ રહી ધીમે ધીમે પોતાની સત્તા મજબુત કરી એટલો બધો મુલક વધાર્યો કે રાજપીપળા અને ગોધરા વચેનો તમામ મુલક તેમને હસ્તક આવ્યો પછી એ બન્ને ભાઇઓએ પોતાનો મુલક વેહેંચી લીધો તેમાં પૃથુરાજસિંહજીને ભાગ મોહન આવ્યું અને ડુંગરસિંહજીને ભાગ બાહારીઆ આવ્યું આ પ્રમાણે બન્ને ભાઇઓએ પોતપોતાની રાજ્યગાદી જુદી જુદી સ્થાપી ત્યાર પછી પૃથુરાજસિંહજીની કેટલીક પેઢીએ બાજીરાઓલ નામે રાજા થયા તેમણે રાજ્ય ગાદી ઉદેપુરમાં સ્થાપી બાજીરાઓલના મરણ પછી દુરજનસિંહજી નામે તેમના પીતરાઇ ગાદીએ બેઠા તેમની પછી તેમના બત્રીજા અમરસિંહ અને અમરસિંહ પછી કુમાર અભયસિંહજી ગાદીએ બેઠા પરંતુ તેઓનું ઘોડા ઉપરથી પડી જવાથી મૃત્યુ નિપજ્યું તે પછી તેમના કુમાર પૃથુરાજજીને ગાદી મલી પૃથુરાજને કુમાર નહીં હોવાથી તેમના પીત્રાઇ ભાઇ ગુમાનસિંહજી

ગાદીએ બેઠા તેઓ ઉદાર વૃત્તીના દાંનેશ્વરી પુરૂષ હતા તે લક્ષ્મીને પસંદ કરતા નહોતા પણ કિર્તીને પસંદ કરતા હતા તેથી લાખો રૂપીઆ પરોપકારમાં ખરચી આપ્યા ગુજરાતમાં નામાન્કીત રાજા થયા તે ૨૯ વરસ રાજય કરી ૧૮૫૧ માં નિસંતાન ગુજરી ગયા તેમની પછી તેમના ભાઇ મોતીસિંહ જીના કુમાર જીતસિંહજીને ગાદી મળી એમના વખતમાં નામદાર બ્રીટીશ સરકાર સામું બંડ ઊઠાવનાર તાતીઆ ટોપી ઉદેપુરમાં બળવાઇ લશ્કર લઇ આવ્યો. માહારાજા જીતસિંહ જીએ બાહાદુરીથી પોતાનો બચાવ કરી નામદાર બ્રીટીસ સરકારને સારી મદદ કરી હતી તેથી આ રાજય બ્રીટીસ સરકારનું વફાદાર હિતકારી ગણાય છે. માહારાજા જીતસિંહજીને મોતીસિંહજી,ચંદ્રસિંહજી,ઇંદ્રસિંહજી,ભારતસિંહજી,ખુમાનસિંહજી હીંમતસિંહજી તથા ભવાનીસિંહજી મળી સાત કુમાર થયા તેમાંના મોહોટા પાટવી કુમાર શ્રી મોતીસિંહજીને માહારાજા જીતસિંહજી ના મરણ પછી રાજ્ય ગાદી મળી. માહારાજા મોતીસિંહજી પરોપકારી દયાળુ હતા તેઓ સને ૧૮૯૫માં દેવલોક પામ્યા. તેમની પછી તેમના કુમારશ્રી.ફતેસિંહજી માહારાજ સાહેબ ગાદીએ બેઠા (હાલ રાજ્ય કરેછે) એમના બેસતા અમલમાં રાજ્યમાં અનેક જાતના સુધારાવધારા કરી કેટલાક પુરાતની રીવાજોમાં યોગ્ય ફેરફાર કરી પ્રજાને સુખી કરી રાજ્યને આબાદ કર્યું. નામદાર માહારાજા સાહેબ દયાળુ ઉદાર અને સદ્‌ગુણી છે એમણે રાજકુમાર કોલેજમાં ઇંગ્રેજી ગુજરાતી ભાષાની કેળવણી લીધીછે તથા હિંદુસ્થાનનો પ્રવાસ પુર્ણ રીતે કર્યો છે. તેથી રાજ્ય નિતીની રીતભાતોથી તથા રાજ્ય વહિવટના રીત રીવાજોથી

જાણીના થયા છે. એટલે રાજ કારભાર ચલાવવાના કામમાં કોઇ પણ વાતની ખામી નથી. વલી એવું કહે છે કે આ ગાદીના પ્રથમના રાજ્યકર્તા માહારાજા ગુમાનસિંહજી ની પછીથી અત્યાર સુધીમાં માહારાજા શ્રી ફતેસિંહજી માહારાજ જેવા દાનેશ્વરી રાજા કોઇ થયા નથી. આ રાજ્ય બીજા નંબરનું હોવાથી અહીંઆના રાજ્યકર્તાને દીવાની ફોજદારી ફુલ અધિકાર છે. નામદાર મહારાજા શ્રી ફતેસિંહજી માહારાજ સાહેબ બ્રિટીશ છાવણીમાં પધારે તે વખતે પ્રિઝંન્ટ આર્મ્સની સલામી સાથે નવ તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

**છપો.**

ચતુરવંસ ચહુઆંણ, મુલકમાં મહિમા ઝાઝા.
દિલ્લીપત્ત પૃથુરાજ, થયા એ કુળમાં રાજા.
થર થર ધ્રુજે ધરા, નામ જેનું સાંભળતાં
ભય પાંમે સઉ કોય, જોઇને દુસ્મન ડરતા.
આણ ફરે આ દેશમાં. વસ કીધા બહુ માહારથી
મહમુદ સાહાબુદિન જુઓ, રણમાં રોળ્યા પારથી.
ધર્મ ધુરંધર ધીર, વિરક્ષત્રી છે સુરા
કરે સદાસુભ કાજ, રાજનિતિમાં પુરા.
શરણાંગતને સાહ્ય, કરીને સરણે રાખે
સત્યવાદી બહુ રાય, કદી જુઠું નવ ભાખે.
વિક્રમ ભોજ સરીખડાં, જાહેર જગમાં જાણીઆ
જ્ઞાન દાંનને માનથી, વેદ પુરાંણે વખાણીઆ.

---

# વન પ્રદેશ વર્ણન.



એક બાજુએ મોહોટો પ્રચંડ પહાડ આવી રહ્યો છે તથા બીજી બાજુએ ધાડાં વૃક્ષોની ઘટાથી અંધકાર છવાઇ ગયો છે કોઇ કોઇ સ્થળે અત્યંત લીલા કમળ પત્રની કાન્તિ જેવા ઘેરા આસમાની રંગના તો કોઇ સ્થળે કાજળનો ઢગલો જાણે છુટા છુટા પાથરી મુકયો હોય એવા શ્યામવર્ણના અને કોઇ જગોએ ખુલ્લા આશમાંની રંગનાં વાદળાથી આકાશ ચારે દિસાએ વ્યાપ્ત થયલું દેખાય છે. વળી ચંચળ નેત્ર કમળથી જેના મુખ શોભી રહ્યાં છે એવાં અને ભયથી બાહાવરાં થઇ ગયેલા હરણો વડે વસેલા વન પ્રદેશો મનુષ્ય ના ચીત્તને ઉત્સુક કરે છે તેમજ ચીત્તા, વાઘ, રીંછ, ભુંડ, હરણ, શ્યાળ, સસલાં, સાબર, વરૂ, રોઝ ઇત્યાદિ વનમાં વસનારા વનચર પ્રાણીઓ પ્રથક પ્રથક જગોએ પર્વતની કુંજમાં જોવામાં આવે છે અતી તાપે કરી જેનાં તાળવાં સુકાઇ ગયાં છે અને ત્રસાથી જેના ચીત્ત બ્યાકુળ થઇ ગયેલા છે એવા મૃગો પાંણીની શોધ કરતાં આખા વનમાં આમ તેમ દોડી રહે છે તેમજ લબલબ જીભ્હા હલાવતા વારંવાર શ્વા-સોશ્વાસ લેતા મોટું મોહોડું ફાડી રહેલા વિકાળ સિંહો વાં-શની સુકી ઝાડીમાં શિકારને અર્થે સાવધ થઇ બેશી રહે છે તેને જોઇ ભુંડનું ટોળું પોતાનાં સઘળાં બચાંઓને સાથે લઇ નાગરમોથ જેમાં ઉગી રહી છે તેમજ કાદવ જેમાં સુકાઇ ગયો છે એવા સરોવરને

ખોડી માંહે ભરાંઇ જાય છે. કોઇ કોઇ સ્થળે પરસ્પર મળેલા ભુંડના ટોળાએ પોતાની કુરતીથી અસંખ્ય કમળના સમૂહને ઉખેડી નાખેલા અને માછલાઓનો જેમાથી નાશ કરેલો છે એવા અને સારસ પક્ષીઓ જેમાંથી પલાયન કરી ગયા છે એવા સરોવરોને ઘણુંાજ કાદવ વાળાં કરી મુકેલાં જોવામાં આવે છે. વળી લબલબ ચાલતા રહેલી બે જીવ્હાથી જે વાયુનું ભક્ષણ કરી રહયા છે, તેમજ પોતાના મુખમાં રહેલા વિસરૂપી અગ્નિથી તપી રહ્યા છે એવા ફણીશ્વર સર્પો રાફડામાં જોવામાં આવે છે. ચારોળી વીગેરે મેવાના વૃક્ષો ઉપર મેના, પોપટ, મોર, ચકવા ચકવી, ઇત્યાદી પક્ષીઓ કલોલ કરી રહે છે રાતાપલ્લવના ગુચ્છાથી નમેલા જેની શાખાને મોર આવવાથી શોભીતા દેખાતા આમ્રવૃક્ષો જ્યારે પવનથી હાલે છે, ત્યારે મુસાફરોના મનને અતિસય આનંદ ઉપજે છે કુસુમની વેલ લતાઓ પૂર યુવાવસ્થામાં આવેલી કોઇ મદમાતી નવયોવના સ્ત્રીઓની માફક દિનપ્રતિદીન વધતી જાયછે તેમજ જથાબંધ ઉગેલાં પુષ્પ વૃક્ષોનાં પાતરાંઓ અને ડાળી ઓ કે જેમાંથી ઝરતા મદનું પાંન કરી ભમરો ઉન્મદ થાય છે, એવાં કાંચન્ય વૃક્ષો તથા મંદ ગંદ પવનથી જેના પાતરાં ઉડી રહયા છે. એવી અબીનવ દેખાતી માધવી લતાઓ આનંદમાં ક્રીડા કરે છે વળી સુવર્ણ સરખી પાંખો. વાળા રાજહંસ જેના કીનારે બેશી કલોલ કરે છે, એવા નિરમળ પાણીથી ભરેલાં સ્વચ્છ તળાવો ઘણી જગોએ જોવામાં આવે છે. કોઇ કોઇ સ્થળે પર્વતના શિખરોને ફાડીને નીકળેલી મોટા વેગથી વેહેતી ખાડીઓ માલુમ પડે છે તો કોઇ ઠેકાણે

ઝરણાના ઝરતા પાણીથી ભરાઇ ગયેલાં કુંડ રૂપી સરોવરો જોવામાં આવે છે કોઇ ઠેકાણે જંગલમાં વસનારા કિરાત (ભીલ) લોકોના છાપરાંઓ પર્વતની તળેટીમાં છેટે છેટે બાંધેલા જોવામાં આવે છે મોટા ધાન્યના ઢગલાથી છવાઇ ગયેલી અને હરણીના ટોળાથી સુશોભીત કેચ્યં પક્ષીઓથી સબ્દાયમાંન થયેલી સીમ માણુસના મનને આનંદ આપે છે ઊગેલા ધાન્ય અને સાંઠાના સમૂહથી ઢંકાએલાં ખેતરો અનેક જાતના પક્ષીઓના શબ્દથી શબ્દાયમાન થઇ રહેછે નાના પ્રકારના ખજુ-રાદી સ્વાદીષ્ટ સાંઠાથી રમ્ય દેખાતા રતીની જેમાં પ્રબલ્ય ક્રિડા ચાલી રહી છે. એવા વન પ્રદેશો જંગલમાં જનારા મુશાફરોના મનને શાંન્ત બનાવે છે. મત થયેલા ભ્રમર જેના સુંદર પુષ્પનું ચુંબન કરી રહ્યા છે અને મંદમંદ વાયુ જેના નીચે નમેલાં કોમળ પાંદડાને ઉરાડી રહ્યા છે એવી સુંદર પુષ્પ લતાઓ હર્શમાં વધારો કરે છે. વળી મોર આવેલા આંબાના વૃક્ષોને હલાવતો તેમજ કોકીલાના રાગને દીશાઓમાં ફેલાવતો બર્ફ નહીં પડવાથી મૃદુ અને મધૂરવાયુ વસંતના સમયમાં માણુ સના હૃદયને આનંદ થાય તેવી રીતે વાય છે વળી વિવિધ પ્રકારના પુષ્પ વૃક્ષોથી જેના ઉપરના ભાગો શોભીરહ્યા છે અને આનંદમાં આવેલા કોકીલના કુંજથી જેના શિખર ભાગો શબ્દાયમાંન થઇ રહ્યા છે તેમજ વનસ્પતિથી જેના પથ્થરો ઢંકાઈ ગયા છે એવા પર્વતો દુરથી ઘણા રળીઆંમણા દેખાય છે તેમજ મુક્તા ફળના હાર સરખી જેને કીનારે ધોળા હંસની હાર બેઠેલી છે અને મોટા રેતીવાળા પ્રદેશો જેની બન્ને બાજુએ આવી રહેલા છે. એવી નદીઓ જાણે

કોઇ મદ પીધેલી યુવતીની માફક ડોલતી ડોલતી ચાલી જાય છે વળી અનેક જાતના પુષ્પ તથા ફળોના વૃક્ષો જેમાં ઊગે-લાં છે તથા જાત જાતના પશુ પક્ષીઓ જેમાં વશેલાં છે અને પર્વતોના ઝરણોથી વેહેતી મોટી નદીઓ ચાલી રહી છે તથા જળ ભારથી નમી આવેલા વાદળાંઓએ જેના પથ્થરનું ચુંબન કર્યું છે એવા વિંધ્ય ગીરીની તલેટીના વન પ્રદેશો જોઇને મુસાફરોને અત્યાનંદ ઉપજે છે વનના અંત ભાગને લાગી રહેલો દાવાનળ અગ્નિ પવનથી વૃધી પાંમી પર્વતની ગુફામાં તથા વાંસની સુકી ઝાડીમાં ધોંધાટથી ગાજી રહે છે તેમજ તૃણના અંકુરો જેમાં સુકાઇ ગયેલા છે; જોસ્સાવાળા પવનથી સુકા પાંદડાં ઊડી રહ્યાં છે; અને સૂર્યના તાપથી જે માનાં જળસ્થાનો સુકાઇ ગયાં છે એવા ચારે બાજુથી દેખાતા વન પ્રદેસો ઉનાળાની મોસમમાં મોહોટું ભય ઉપજાવે છે ખરી ગયેલા પાત્રાવાળા ઝાડ પર બેઠેલું પક્ષીઓનું ટોળું કંઇક સ્વાસ લઇ રહ્યું છે વાંદરોનું ટોળું તાપથી વ્યાકુળ થઇ પર્વતની કુંજમાં આરામ લેવા જાય છે ગાય અને તેના જેવાં બીજા પ્રાણીઓ પાણીને માટે ચારે દીશાએ ભટકી રહે છે કોઇ સ્થળે જેમાં કોમળ અંકુરો ફુટી આવ્યા છે એવા સ્યામ વ ર્ણના અને હરીણીના મુખથી ચવાવલાં ઘાસના ખેતરો અને નવીન પત્રો આવેલાં ઝાંડોથી વિંધ્ય ગીરી ઉપરના વન પ્ર દેશો માણસના ચીતને આનંદ આપે છે વળી કદંબ, નીપ, સર્જ અર્જુન અને કેતકીના વૃક્ષોને હલાવતો તેના પુ-ષ્પની વાસ લઇ સુગંધમય થયેલો અને જળ બીંદુથી ભ રેલાં વાદળાંના સંસર્ગથી સિતળ થયેલો પવન મંદમંદ ગતીએ

વાય છે તેમજ નેત્રને પ્રીય લાગે એવો મનોહર કાન્તિવાળો મનને આનંદ આપનારો ઠંડા હીમ જેવા પાણીને વરસાવનારો ચંદ્રમાં રાત્રીની વખતે વન પ્રદેસોમાં ઘણોજ રળીઆમણો દેખાય છે આવા પ્રકારના અનેક જાતના પાહાડ પર્વતોથી તથા ઝાડપાંન અને પશુ પક્ષીઓથી તેમજ ફળ ફુલ મેવા વીગેરેના અશંખ્ય વૃક્ષોથી આ સંસ્થાનનાં વન પ્રદેશો ઘણાજ શોભાયમાંન દેખાય છે.



## આવાગમનોત્સવ

નામદાર શ્રી ફતેસિંહજી માહારાજ સાહેબ હિંદુસ્થાનનો પ્રવાસ પરીપૂર્ણ રીતે કરી પાછા સ્વરાજ્યમાં પધાર્યા તે વખતે પ્રજાએ બતાવેલી ખુશાલી.

### દોહરો.

ધન્ય ધન્ય દીન આજનો, હૈડે હર્ષ અપાર
પ્રેમ ધરી પધારીઆ, માહારાજા આ વાર.
પૂર્ણ કરી મુસાફરી, મેળવીયું બહુ જ્ઞાન
આર્ય દેશમાં આપને, મળીયું ઝાઝુ માન.

### ગીતી.

ધન્ય ગતિ પ્રભુ તાહારી; થઇ આ ભારી રાજ્ય પ્રજા સારી
માહા માંગલ્ય સ્વરૂપી; રાજ્ય પિતાને નિરખે નર નારી.

## મનહર છંદ.

દેસો દેશ જોયા ફરી; મનમાં ઉમંગ ધરી,
ઈન્ડીઆની મુસાફરી; પરી પુર્ણ કીધી છે,
મળ્યા મોહોટા સરદાર; દેશ તણા સુબેદાર,
કશ્મિરના માહારાજાની; મુલાકાત લીધી છે. ૧
મેળવી અધીક માન; દેશ પરદેશ વિશે,
સાંણુપદ થકી સુભ; ખ્યાત તો ફેલાઇ છે;
પધારીઆ આપ અત્ર; સાંભળીને વાત તત્ર,
ધન્ય ધન્ય આજ તણો; દીન સુખ દાઇ છે. ૨
સરીતાનું નિર જેમ: સાગરને મળે તેમ,
પ્રજા સહુ નિરખવા; આપને આતુર છે;
ચંદ્ર મુખ જોવા થકી; ચકોરને શાંન્તિ થાય,
તેવો પુરજનોને ઉમંગ ભરપુર છે. ૩

## ભુજંગી છંદ

સહુ લોકને હર્ષ હૈડે વધાર્યા,
માહારાજ વળી આજ અત્રે પધાર્યા;
ખુશાલી ખુશાલી ખુશાલી ઉચ્ચારો,
સહુ આજ માહારાજનો જય પુકારો. ૧
મળ્યા હેતથી સજજનો સર્વ ભ્રાતા,
થઇ પુર્ણ મેળાપથી સુખ સહાતા;
ખુસાલી તણો નહીં રહ્યો કાંઇ આરો,
સહુ આજ માહારાજનો જય પુકારો. ૨

સજી સાંજ રૂડા અતિસે ઉમંગે,
મળ્યા સર્વ શેઠો વળી એ પ્રસંગે;
અત્યાનંદનો સો રહયો ત્યાં ઉધારો,
સહુ આજ માહારાજનો જય પુકારો. ૩
વળી ગાજતે વાજતે મેહેલ આવ્યા,
સઉ લોકના થોકે પુષ્પે વધાવ્યા;
વદે આસિષો લોક મુખે હજારો,
સહુ આજ માહારાજનો જય પુકારો. ૪
બધા નગ્રમાં એમ વાધી ખુશાલી,
વળી હોય જાંણે અટાંણે દીવાળી;
થયા તોપ બંદુકના ખુબ બાહારો,
સહુ આજ માહારાજનો જય પુકારો. ૫



## હરીગીત.

શેરી અટારી પોળ ઓળે મેદની મોહોટી મળી.
વળી નિરખવા માહારાજને પ્રેમી પજા પ્રીતે પળી.
ઉત્સાહ અદકો આપવો. એવું પ્રજાએ ધારીયું,
વિધ વીધના સણુગારથી. ઉદ્યોતપુર સણુગારીયું.
કો ચઢી બેઠા બારીએ, કો જાળીએથી નિરખતા.
કો ઓટલે ઊભા રહી. મનમાં અતિસેં હરખતા.
કો નાર મળી બેચાર. બેઠી ગીત મંગળ ગાયછે.
ગાદી સદા અમર તપો. આસિષ એવી થાયછે;

કો કહે કરજોડી પ્રભુ. માહારાજને અમ્મરકરો,
કો અરજ કરતા ઇસને. સહુ કષ્ટ જડમાંથી હરો;
કો પુષ્પ થાળો કર ગૃહી. આવી ઉભા આગળ ધસી,
કો પાન ફુલ ગુલાબ અત્તર આપીને થાતા ખુશી.
આનંદ ઉર ઉભરાય ત્યાં ઉત્સાહમાં બાકી નથી.
લીધા વધાવી રાજના સિરતાજને પુર પ્રેમથી.

## દોહરો.

એમ અધીક શોભા બની હરખ્યા પુરના લોક,
ફરતા ચોવીસ ગાઉના જોવા આવ્યા લોક.
ભલે પધાર્યા મહિપતી હર્ષ થયો આ વાર,
ફતેસિંહ માહારાજનો બોલો જય જય કાર.

## હરીગીત.

હે વિશ્વપાલક ઇસ તુજ પદ સિષ નામીને કહું,
શ્રી ફતેસિંહ માહારાજની વળી જામજો વૃદ્ધી બહુ.
તે માટ જગત કૃપાળ કિર્તી પુર્ણ છાપે છાપજો,
માહારાજ ફતેસિંહને દિન દિન વધુ સુખ આપજો.
વિવેક વિદ્યાવંતને ગંભીર છે સાંણુા વળી,
વદને વદે સુભ વાંણી તે પણ સરસ અક્કલથી મળી.
ફરી મેહેર વિધનિધ પેર સર્વે દૂસીના મન કાપજો,
માહારાજ ફતેસિંહને દિનદીન વધુ સુખ આપજો.
ફરી કુસળ સર્વે કાર્યમાંય યસ વિશ્વ માંહે વધારજો,

જે હોય વેરી એમના તે દુષ્ટને સંહારજો.
આપી મતી સુભ વંસવૃદ્ધી કષ્ટ સઘળા કાપજો,
માહારાજ ફતેસિંહને દિન દિન વધુ સુખ આપજો.
સુપુત્રને અતિ સુખ આપી હ્રદય રોજે ઠાર તું,
બલી ભાતથી ભરપુર ભરજે રીધીનો ભંડાર તું.
હંમેશ કલેશ હઠાવીને શત્રુ અતિ સંતાપજો.
માહારાજ ફતેસિંહને દિન દિન વધુ સુખ આપજો.

## તોટક છંદ

જઃ જનપાળ કૃપાળ દયાળ વિશાળ રહી કિર્તી વખણાય,
સાર અસાર વીચાર વડે સુભ ખ્યાત સદા જગ માંહે જણાય.
બાપકી આપની લેખી લખું પણ લેખણથી એ લખા ન શકાય,
નામ થયું નવ ખંડ વિસે રહી કીરતી વાસ ચોપાસ ફેલાય.
ધર્મ તણો અવતાર ધરી ફરી સર્વની સાથ સદાએ ભલાય,
સર્વ ગણો પરિપુર્ણ કહુ કરી સજ્જનમાં સજનાર સવાય.



## હર્ષોદગાર

નામદાર માહારાઉલ શ્રી ફતેસિંહજી માહારાજા સાહેબ તખ્તનસિન થયા તે વખતનો માંગલ્ય બનાવ તથા પ્રજાએ પાળેલો ઉત્સાહ.

## શીખીરીણી છંદ.

પ્રન પાળો પ્રિતે, નિત સમ દમામી નિયમને,
વિસારી માયાને પ્રભુ. પ્રભુ રટે સૌ નિજ મને.
સરિતા સીંધુમાં જ્યમ મળી, જવા આતુર બને,
દયા સાંન્તિ બન્ની ત્યમ ઝટ પ્રવેસો જન મને.

## દોહરો.

વિશ્વવિદ્દાંન વિખ્યાત છો, પર્મ ધર્મ ધરનાર.
પ્રૌઢ પુન્યસાળી સદા, જગમાં જય કરનાર.

## ભુજંગી છંદ

વધ્યો આજ આનંદ ઉરે હમારે,
ઘણું તેજ વાધ્યું માહારાજ દ્વારે.
ઉગ્યો હેમનો સુર્ય ને શોભ આજે,
ભલા પાટવી પાટગાદી બિરાજે.
વધાઇ સુણી લોક આનંદ પામે.
મોતી તોરણો બાંધીઆ ઠામઠામે.
પુર્યા સાથીઆ સેહેરમાં દ્વારદ્વારે,
ખુશાલી ખુશાલી ખુશાલી ઉચારે.
ફરે સેહેરમાં લોકના થોક મોહોટા,
સજી વસ્ત્ર અંગે ધરી પુષ્પ ગોટા.
ઘણો પ્રેમ આનંદ ઉત્સાહ જાણે,
દિવાળી તણો દીન આજે પ્રમાણે.

કચેરી ભરાઇ ઘણા ઠાઠ સાથે,
થયો રાજઅભિસેક બહુ રીત ભાતે.
પોલિટીકલેજન્ટ સાહેબે આવી,
પત્રાઇ ઘણા હેતે વાંચી સુંણાવી.
કીધા ભાષણો ઓપતાં એજ ઠામે,
સુણીને સહુ લોક આનંદ પામે.
કરે ગાંન ગુણી તાન તબલા બજાવી,
સરોદા સીતારે સભાને રીઝાવી.
ગણે [illegible] વેદ [illegible] ચાર વિદ્વાંન કેવા,
[illegible] [illegible] પુરાણને પ્રહ દેવા.
[illegible] [illegible] બંદુક કેરા ભડાકા,
બહુ તોપના બાહાર છુટયા ધડાકા.
ઉડે વાવટા લાલ લીલા બેરંગી,
ઘોડે અસ્વાર દોડે બનીને ઉમંગી.
રત્યાં ગરગડી દુંદભી નાદખાસા.
સહુ લોક આવી જુવે છે તમાસા.
થઇ રોસની રાતરે રાજ્યમેહેલે,
ઘણા ઝુંમરો ટાંગીઆં માળપેહેલે.
રોપ્યા સ્થંભ કદળી તણા હાર હારે,
રચી દીપ માળા રૂડી એજ વારે.
થઇ રાતરે ખુબ આતસ બાજી,
નિહાળી નિહાળી સહુ થાય રાજી.
દીધાં પાંનને પુષ્પ ગોટા સવાઇ.
રહી રાજ્ય નિતી સભામાં છવાઇ.

## મનહર છંદ

આંતરી વિસાળ જાગ એહક બનાવી બાગ,
અતિ સુશોભીત તેથી મન હરખાય છે.
ચાંદનીમાં ચંદ્ર જેમ પુષ્પમાં સુગંધ તેમ,
મિટીંગ વિસે સજન મય સુખ દાઇ છે.
આતશબાજીના બાઇ ખેલની જુવો નવાઇ,
સરરર સરરર બાંણુ છીંછી છીકાકાર છે.
ફરરર ફરરર ફટ ફાટે ઘણા ફટાકાઓ,
નજરે નિહાળો ખુબી જોવા તણી બાહાર છે.



## પ્રજાને કેટલો હર્ષ છે.



### દોહરો.

નિરધન પાંમે ધંન ને વંઝા પાંમે પુત્ર,
અંધાને આંખો મળે પાંમરને ઘર સુત્ર.
રત્ન જડે કો રંકને મીત્ર મળે કો ખાસ,
માન મળે કો મહિપતી આપે ગામ ગરાસ.
અમૃતની સરીતા વહે કંચન વરસે મેહ,
હર્ષ અધિક એથી ગણું. એમાં નહીં સંદેહ.

# પ્રજાને કેવું સુખ મળસે.



### મનહર છંદ

વિક્રમને ભોજ તણા રાજ્યમાં પ્રજાને સુખ,
તેવું સુખ હાવે પછી પ્રજા સહુ પાંમસે.
ધરીને અપાર પ્યાર ખુબ સમજીને સાર,
સુણીને પોકાર વાહાર વેદનાઓ વાંમસે.
કરણ, સમાન દાના દાતાર બનીને પોતે,
રાજ્યની પ્રજાને વિત ઘણું ભરી આપસે.
કુબેરની રીધસીધ સેહેજમાં વસાવી દઈ,
અક્ષય ભંડાર ભરી કસ્ટ સહુ કાપસે.

### હરીગીત.

ડુંગર તણા રસ્તે જતાં આગળ બહુ હરકત પડે,
લુચ્ચા લબાડી ચોર ચાડીખોર જંગલમાં નડે.
તે સર્વને દઈ ત્રાસ ફેડયા વાસ દુઃખ બહુ કાપીઆં,
વળી દંડ દીધા દુષ્ટને સઉને અભય પદ આપીઆં.
બહુ બિકટ વન રસ્તા હતા તે. ખોદી કીધા પાંસરા,
હરકત પડે નહીં કોઇને જન જાય સીધા સાંસરા.
ચોપાસ કરી તપાસ. બંદોબસ્ત. બહુ બહુ જાતના,
જન કાજ સુખના સાજ કીધા રાજમાં ભલી ભાતના.
ઉદ્યોગ વધીયો અધિકને. વ્યાપાર દીન દીન વાધીઓ,
સુસંપ સઘળામાં થયો બહુ ધર્મ રસ્તો સાધીઓ.

## મનહર છંદ

પર ઉપકાર પર સદા ચીત્ત જાય જેનું,
પુન્ય પર પ્રિત ધરે સરે અથ માંગીઆં.
આવે કોઇ દ્વારતેને દીન ગણી દાન આપે,
જાણે માહા બ્રહ્મ રૂપ જગતમાં જાગીઆ.
દીન પ્રતી દીન સસી સોળેકળા પુર્ણ પાંમે,
તેવી રીતે ખ્યાતપાંમી જશ રૂડો જામજો.
વૃજલાલ કહે એવા પામરને પાળનાર,
રાજ્ય શીરતાજ મહારાજ સુખ પામજો.

## હરીગીત

હું માગુ ઇશ્વર પાસ પુરો આસ વિનતિ ઉરધરો,
શ્રી ફતેસિંહ માહારાજની દીન દીન તમો રક્ષાકરો,
નવનિધ વૈભવ આપજો સુખ વિવિધ આ સંસારનું,
વળી ભોગવો ભલી ભાત દીન ને રાત સર્વ પ્રકારનું.
પુરૂષાર્થ ચારે સાધી આધી વ્યાધી આદીક ટાળીને,
પુરણ થયા પ્રખ્યાત નિયમો સુખદ સારા પાળીને,
બહુ લોક સુખ વૃદ્ધી તણા બી વાવી સુખ ફલ વેડીઆં,
સુસંપ તરૂ વૃદ્ધી થવા જળ અચળ અનુપ મરેડીઆં.
ઉપાય સુખ કેરા થવા ઉત્સાહ મનમાં આણીને,
નિતિ નિયમ બહુ પાળીઆ, દુખ ટાળીઆ જીવ જાણીને.

—※:૦:૦:※—

# માહારાજા સાહેબનો કેવો વિચાર છે.



### મનહર છંદ

વિદ્યાનો વધારો કરી; સુધારો સજાવું વળી.
રૈયત રીઝાવું રૂડા હુન્નર હજાર થી.
કારીગરી વધે એવી. કેળવણી ખુબ કરૂં,
ખેતીવાડી સુધારાના ખાતા ખોલું પ્યારથી.
અગ્નિ ભય દુર કરૂં; ઠામઠામ નળ ધરૂં,
મળે ઘરોઘર વારી. ઈન્જીન આધારથી.
ભુખમરાતણું દુઃખ દુર કરૂં દેખતામાં,
સુખ કેરા સાજ ધરૂં, વિચારૂં વિચારથી.
ધર્મસાળા રૂડી રચી કણના કોઠાર ભરૂં,
ઘણા નિરાધાર પ્રાણી તૃપ્ત થાય અહારથી.
રાજ્યમાં તપાસ કરી બંદોબસ્ત કરૂં ફરી,
સુખે સુવે પ્રજા સઉ ઉઘાડે કમાડથી.

### હરીગીત

છે અમી દ્રષ્ટી આપની તો, મેઘ વૃષ્ટી બહુ કરે,
છે અમી દ્રષ્ટી આપની દુષ્કાળ પણ પાછો ફરે.
છે અમી દ્રષ્ટી આપની તો ધરા રસકસ આલસે.
છે અમી દ્રષ્ટી આપની ફળ દ્રુમ વૃક્ષો ફાલસે.
છે અમી દ્રષ્ટી આપની વ્યાપાર દીનદીન જામસે,
છે અમી દ્રષ્ટી આપની તો રંક જન ધન પામસે.

## શાર્દુલવિક્રિડિત.

દાતા દેવ દયાળ દક્ષ દિલથા, દેવા અવિચળ ગતી,
માહારાજા શ્રી ફતેસિંહજીને, આપો સદા રૂડી મતી.
પામો વૈભવ પુત્રમાંન મહિમા, પાળો પ્રજા પ્રેમજ ધરી,
જીવો નૃપતિ અચળ જગતમાં, વૈરી વૃથાને કરી.

## હરીગીત

ધન ધન્ય જગકર્તા પ્રભુ, મન આસ તાહરી હું ધરૂં,
હરનિસ લીલા દાખવો સ્નિગ્ધે કરીને આદરૂં.
બહુ ધીર આપો વીરને સંહારી નાખીને અરી,
શ્રી ફતેસિંહ માહારાજને રાખો અવિચળ શ્રી હરી.
કુડ કપટનો કરી ચપટ ચુરો ત્રીગુણતા ધરી નહીં મણા,
સુભ શાણપદ દિલમાં ધરી મુખ વિમલ યસ વાંણી તણા.
પામર જનોના તાપ ટાળી નેક નિતિ આદરી,
શ્રી ફતેસિંહ માહારાજને રાખો અવિચળ શ્રી હરી.
સુભ કામ કરતા નામ ધારી હામ રાખી ઉર પરે,
હરતા દીનોના દુઃખ જાણી ખંત આણી ખુબ ખરે.
ધરતા દીનો પ્રતીદીન પ્રીતી શ્રેષ્ટ રીતી ઉરશ્વરી,
શ્રી ફતેસિંહ માહારાજને રાખો અવિચળ શ્રી હરી.
હસ્તુ વદન મુખ કમળ સરખું દીન મણી દીપી રહયો,
અવતાર દેવાંશી તણો આ જગતમાં ધારણ થયો.
જેથી યુગો યુગ અચળ કિર્તી જગતમાં રહે વિસ્તરી,
શ્રી ફતેસિંહ માહારાજને રાખો અવિચળ શ્રી હરી.

## દોહરો.

ધન્ય દીવસ છે આજનો, ધન્ય ઘડી પલવાર,
માહારાજા પ્રાટે ચઢયા, હૈયે હર્ષ અપાર.
રાજ કાજમાં પુરછો, છો સતવાદિ આપ.
સત્ય ધર્મ સત રીતથી, દો ઇનસાફો સાફ.

## ભુજંગીછંદ

પ્રજાનો પુરો પાંમવા પ્યાર પોતે,
થયો સ્નેહ માહારાજને ઊર જયોતે.
કળા કેળવી સઘ કીધો સુધારો,
માહારાજના રાજનો જય પુકારો.
બની ઓફીસો ઓપતી ઠાંમ ઠાંમે,
બનાવી બહુ બેઠકો એજ કામે.
નહી રાખીઓ કાંઇ બાકી ઉધારો,
માહારાજના રાજનો જય પુકારો.
દવાખાંનુ દીસે ભલું દર્દી કાજે,
મળે ઔષધોને રહે રોગ માજે,
સદા આશિસો લોક સુખે ઉચારો.
માહારાજના રાજનો જય પુકારો,
વડી સ્કુલ બાંધી સુવિધાને કાજે.
બહુ સુધર્યા જંગલી લોક આજે,
લઇ દાંન વિદ્યા તણું એજ ધારો.
મારાજના રાજનો જય પુકરો.

તળાવો કુવા વાવને બાંધકામો,
સહુ લોકને ત્યાં મળે છે વિસામો.
થતો નિત્ય નિત્યે ઘણો ત્યાં સુધારો,
માહારાજના રાજનો જય પુકારો.
મળે સાંજરે છોકરા સર્વ આહીં,
સહુ જાય કસરત શાળાની માહીં.
રમે અંગ વાંકાં મરોડીને યારો.
માહારાજના રાજનો જય પુકારો,
ભણે બાળ શાળાની મહેંગેજ બાળા.
શિખે ભર્તનું કાંમ, ઉદ્યોગવાળા,
પુરો લાભ લે લોક તેનો હજારો.
માહારાજના રાજનો જય પુકારો,
પ્રજાને નહીં ધાસતી કો પમાડે.
સુખે લોક સુવે ઉઘાડે કમાડે,
નહી પુરમાં ચોર ચાડી ચખારો,
માહારાજના રાજનો જય પુકારો.
સુ લોકોપયોગી ઘણાં કામ કીધાં,
ગણી દીનને માફીના દાન દીધાં.
વધ્યા રાજમાં રોજગારો હજારો,
માહારાજના રાજનો જય પુકારો.



# ઉદેપુર વર્ણન.



## દોહરો.

ઉદેપુર સોહામણું. આર નદીને તીર,
તરણ અરાડે ત્યાં વસે, પાણી નિરમળ નિર.

## મનહરછંદ

આજ કાલ રાજ, ઉદેપુર તણું સુધરેલું,
અન્ય દેશી રાજય તણી, રીતથી સવાઇ છે.
લોક હિત કાર્ય કાજ, સેહેરમાં સુધારો થાય,
વિદ્યાનો વધારો થાય, મોહોટી એ નવાઇ છે.
કહીએ ન કલેશ લવલેશ, દ્વેશ દેખું નહી,
પેખુ સહુ સેહેર માંહી, લોકને ઉમંગમાં.
ખાન પાંન દાંન ગાંનતાંન, ભલી ભાત થાય,
બની ગુલતાંત, દીન કાઢે રાગ રંગમાં.
બંગલા બજાર બાગ, આંતરી વીશાળ જાગ.
સડક શોભાયમાન, ફરે લોક લેહેરથી.
આ બધું થવાનું હાલ, વદે વેણુ વ્રજલાલ,
ખરૂં કહું કારણ, મહારાજ તણી મેહેરથી.

## ચાલ લાવણી

ધન ધન ઉદેપુરી, શેહરની સોભાસારી,
વિસકર્માએ રચ્યુ, કામ ભપકાથી ભારી.
માહાકાળી હનુમાન, રામજી મંદીર જાણો,
જાગનાથ માહાદેવ, પંઢરીનાથ પ્રમાણો.
છે મોહોટું બજાર, પાર શું તેહનો લઇએ,
ગાંધી વોહોરા હાટ, વળી સુખડીઆ કહીએ.
કાપડીઆ દુકાન, અને તેલી તંબોળી,
કંસારા ધાકડા, માંહે બેઠા પંચોળી.
મેવાના શું ઢગ, હદ થઈ હલવો દેખી,
રે આ લીલી દ્રાક્ષ, બીજોરાં દાડમ મખી.
કેળાં કમરખ બોર, બપૈયા ને નારંગી.
સીતાફળ જમરૂખ, ફણસ દીસે બહુ જંગી.
ભાત ભાતનાં સાક, ઘણાં વેચાએ સોંઘા.
મળે બટાટા એસ, ગીલોડાં પડે ન મોંઘા.
શેહેર વચ્ચેછે સડક, ભડક બહુ નજરે ન્યાળી,
ફાનસ હારો હાર, ઘણી સોભે રઢીઆળી.
સોપાણી છંટાવ, પગે છબછબીઆં બોલે,
ઠંડી ચાલે લેહેર. લોક હરખાતા ડોલે.
ચોકી દીસે ઘણી, ગામમાં ફરતી ફેરા,
હોદેદારો તણા, જુવો આ તાણ્યા ડેરા.
પલટન પેહેરેગીર, ઘણા પોલીસ ફરેછે,
તોપ જો તલવાર વળી બંધુક ધરે છે.

સું ઘોડે અસ્વાર, ઘણા રૂપાળા ભાસે,
પેહેરી રાતો ડ્રેસ, અંગ મરડીને નાહાસે.
માહારાજાનો મેહેલ, સરસ છે સોભા જેની,
ઈંદ્ર ભુવનથી અધિક, ઉપમાં અરપું તેની.
શિખર સોના તણા, ઘણાં ચળકાટ કરે છે,
સુરજ તુલ્યે તેજ, સેહેજમાં મન હરે છે.
મીનાકારી કામ, જડોત્રે જડીઆં કેવા,
આરશ તકતા જડ્યા, વળી તે જોવા જેવા.
છજાં ઝરૂખા ગોખ, અટારી માળપરે છે,
સું મોહોટો આ મેહેલ, ખગોળે વાત કરે છે.
દસ દરવાજા જડ્યા, અડ્યા દરવાન દીસે છે,
સું પથ્થરનું કામ કર્યું, આ કોટ વીસે છે.
વેલવાટનો બાગ, વળી છે જોવા જેવો,
દીલ ઘણું હરખાય, જોઇને ઝાજો મેવો.



## છોટાઉદેપુર જનારા મુસાફરોને ખાસ ભલામણ.



### દોહરો

સ્ટેશન બોડેલી તણું, આવે છેલ્લું સદ,
ત્યાં આગળ પુરણ થઇ, ગાયકવાડી હદ.
ટાંગા ભાડાના મળે, બેશી જાવો શેઠ,
સીધી સડકે પરવરો, ઉદેપુરમાં ઠેઠ.
ચાણા દરબારી જુવો, વચમાં આવે જ્યાંય,
વીસાંમો લેજો તહીં, સરસ સવડ છે ત્યાંય.

## હરીગીત

અહીં નામ ઢોકળીઆ તણું; થાણું પ્રથમ વખાણુાયછે,
સાહેર તણું નાકું અહી; સહુ માલ ત્યાં નંધાય છે.
નાકે જઇને માલનો, હેવાલ રૂડો આલજો,
નંધાવજો ત્યાં ખાસ લઇને, પાસ આગળ ચાલજો.
સાંથી જતાં જમ્બુગામનું, થાણું સરસ સૌકો કહે,
ફોરેસ્ટ પોલીસ કોર્ટ, રેવન્યું અમલદારો રહે.
આવે નદી વચમાં ઘણી, તે સડક જેવી જાણસો,
હરકત પડે નહીં કોઇને, ચિંતા ન મનમાં આણસો.
ત્યાં જેતપુર થાંણું કહું, તે આવશે આ વાટમાં,
દરબારથી બંધાવીયું, રૂડા રચીને ઘાટમાં.
વળી દવાખાનું દર્દિનું, દરબારથી રાખ્યું અહીં,
ઔશદ મળે સૌને સરસ, લેજો દવા ત્યાં તો જઇ.
ત્યાં સહેજ વિશ્રાંતિ લઇ, બહુ ધીરજ મનમાં લાવજો,
પછી પંથ પળજો પ્રેમથી, સુભ તેજ ગઢમાં આવજો.
જોજો ખુબી ત્યાં સડકની, સહુ ગાંમ હેઠાંણે વસે,
ઇચ્છા કરો જો જળ તણી, તો તુરત આણી આલસે.
આગળ જતાં વળી આવસે, સુભ બાગરાજાજી તણો,
જોજો જરૂર ત્યાં તો જઈ, ફળ ફુલથી સોભે ઘણો.
મેલવાંટનો એ બંગલો, ને બાગ પણ એ નામથી,
એ માઇલ માપે માપીયું, છેટું ઉદેપુર ગામથી
બે સડક ત્યાં ભેગી મળે, પણ સડક સીધે ચાલજો,
જોજો રીસાલા લેન સાથે, જેલને નિહાળજો.

પછી નગ્ર માંહે પેસતા, સાહેર તણે ચૌારે જજો,
કદી નવિન કાપડ હોય તો, પેટી પટારાં ખોલજો.
સોધી સરસ મુકાંમ ત્યાં, જઇ રાતવાસો ગાળજો,
ઉઠી પ્રભાતે જરૂર જઇ, દરબાર ગઢ નિહાળજો
સું કોટ ફરતો આવીયો, પરમાંણુથી પથ્થર જાણ.
ઉડે ફુતેનો વાવટો, દરવાંન દરવાજે ઉભરયા.
વખણાય ગાડી ઘોડા અહીંના, અન્ય દેશી રાજ્યથી,
બહુ મદ ભર્યા મસ્તિ કરે, સોભે સુનેરી સાજથી.
વળી ડ્રેસ સઉથી સરસછે, હય હાંકનારાઓ તણા,
જડી રીત સુનેરી સરસ, ચોપાસથી સોભે ઘણા.
વળી રાજગાદી અસલ, મોહનગામ ડુંગરની મહીં,
બહુ સરસ કિલ્લો બાંધીયો, જોજો જરૂર ત્યાંતો જઇ.
ઉત્સાહ મનમાં આણીને, પછી સેહેરમાં સુખે ફરો,
વળી રાજના શિરતાજ, શ્રીમાહારાજનાં દરશન કરો.



## ઘેલવાટના બાગ વીશે.



### મનહર છંદ.

સુંદીર સોભાયમાંન, સું સોભે સરસ બાગ,
જોવાનો જણાય લાગ, લેહેર લતા ચાલતા;
જાઇ જુઇ મોગરો ને કેવડો અપાર સાર.

ચંપો ચંબેલી ગુલાબ, ખીલી મધુ માલતી ૧
કરણુ કુસુમ ફુલ, પારી જાતક અમુલ,
ઝાડમને દ્રાક્ષ તણા, રોપ અતિ ઓપતા;
કદંબને અંબપર, કોયલ કરે કલોલ,
મયુર મધુર મુખે, મૃદુવંત બોલતા. ૨
સડક બનાવી સાર, કુંડા કેરી કાઢી હાર,
ક્યારા માંહી પુષ્પ રોપ, રોપેલા અપાર છે;
સંતરાં નારંગી વળી, સફરજંદ સીતાફળ,
ફણુસ અપૈયા બોર, કેરી ગુલેનાર છે. ૩
મંડપ બનાવી દીધો, બંગલો ચણાવી કીધો,
ઝુમર ઝકીત ઘણા, ગોળાઓ જણાય છે;
ચાંમનીઓ ખુબ, રોશનાઇમાં રમુજદાર,
હારે હારે ગ્યાસ કેરી, લાઈટ બહુ થાય છે. ૪



## માણેકાના બાગ વિસે.



### દોંડી.

પ્રીતિ પ્રેમવંત દીસતો આ બાગ,
વિવિધ પુષ્પ ઝાડ સોભીતા અથાગ.
સીતળ મંદમંદ પવન સરસ વાય,
પ્રિય દીલ માહારૂં હર્ષમાં ભરાય.
કરણ કેતકીને, કેવડો રૂપાળો;
જરૂર જુઇ ઝાડને તમો નિહાળો.

કદંબ વૃક્ષ થડે કેતકી વિટાઇ;
મંડપ મોગરેથી સુ રહયો છવાઇ.
કુસુમ વેલ લતા, ઝુલતી રૂપાળી;
અધિક પ્રેમે પાણી પાય છે આ માળી,
સરસ સોભતી સુગંધવંત ડાળી;
જરૂર જુગ્તીથી, ઝુકાવી વાંકી વાળી.
ઝરણુ નિરમળું તળાવ નિર સ્વચ્છ;
વસે રંગ રંગના અનેક મચ્છ.
ખીલ્યાં કમળ તણાં પુષ્પ સું અપાર;
કરે ભ્રમર ભોગી પ્રેમથી ગુંજાર.

---

## ખેતી તથા જંગલની પેદાશ.



### દોહરો.

મગ મઠ ચોળા બાજરી, બંટી મોર કપાસ,
તલ તુવરને બાવટો, ચણા દીવેલી ખાસ.
અડદ જારને કોદરા, ડાંગર જુદી જાત,
વાલ મકાઇને બહુફળી, પાકે છે ભલી ભાત.
સાગ સિસમ ને સેગવા, સદડી બાવળ ખેર.
કાંટી સેવણુ તણુછને, બીયો કલમ એપેર.

ધાંમણ ધાવડ વાંસડા, હળદરવો છે સાર,
ટીંબરવા સોપારીઆ, કાકડ અપરંમપાર.
મધ મીણ કાથો રોયડો, નર ગુંદી નિરધાર,
કાળી ધોળી મુસળી, ચારોળી રસદાર.
સાબરસીંગાં કચકડાં, અભરખ લોહું ખાંણ,
આરસ પથ્થર ઉજળા, નિકળતા જગજાણ.
ખેર શાલને આંમળા, ગુંદર પીપળ લાખ.
કડા છાલને ગોખરૂં, પીજ પાપડા સાખ.
ટીંબરવી આસીતરા, ખાખર કેરાં પાંન,
વેહેપારી વોહોરે ઘણું, આપી અદકું ધ્યાંન.
વાઘ વરૂને રીંછડાં, શ્યાળ હરણને રોઝ,
ચીત્તા ફાલુ સાબરાં, વાંદરની છે ફોજ.

## દરબારી ખાતા વિસે.

### દોહરો.

ન્યાયાધિશની કોર્ટમાં, મળે ન્યાય તમામ,
રેવન્યું ખાતે રહે, જમાંબંદીનું કામ.
પોલીસ ખાતું પ્રેમથી, સુલેહ રાખતા ખાસ,
જંગલ ખાતું જાળવે. જંગલની પેદાસ.
ઉપજ આવે જેટલી, જાય તિજોરી માંહ્ય.

રેકર્ડમાં સહુ રાજ્યના, દફતર રહેતાં ત્યાંય.
માહારાજાનું ખાંનગી, ખાતુ કહીએ જેહ,
સેક્રેટરી સહુ સાચવે, એમાં નહી સંદેહ.
ઓવરસ્યર ખાતું કરે, સર્વ રીપેરીંગ કામ:
સુધરાઇમાં સોપીયો, સેહર સુધારો તમાંમ.
જમીન માપણી જઇ કરે સંકુ સાંકલ વાન.
જેલર જેલ તપાસતા, કેદીના કકૃતાંન.

---

### મનહર.

દીવાંનની કચેરી તે, હજુર ઓફીસ ધારો,
આહાલી ફેરફારી તણુા, હુકમો ત્યાં થાયછે.
અન્ય કોર્ટ તણુા, ઇનસાફથી નારાજ થઇ.
કેસની નકલો લઇ, અપિલ સુણાય છે,
અર્જ સુણે ધ્યાંન ધરી, કેસને તપાસે ફરી,
ખરેખરૂં તત્વ ખોળી, ન્યાય તો અપાય છે.



## રાજ્યના મુખ્ય પ્રગણાં.



### દાહરો.

જબુ ગામને તેજ ગઢ, કવાંટ ત્રીજુ ધાર.
કરાલી વાસણુ રાજ્યના, મુખ્ય પરગણાં ચાર.

કવાંટ પ્રગણે આવીયું, હાંફ મોગરા ગાંમ,
હાંફેશ્વર માહદેવનું, મોહોટું ત્યાં છે ધાંમ.
પરકંબ વાસી ઘણા ,આવે છે વલી જ્યાંય,
સદાવ્રત સઉને મળે, રાજ્ય તરફથી ત્યાંય.
નિરમળ વહેતી નર્મદા, દુ;ખભંજન કહેવાય,
દરસન કરવા કારણે, યાત્રાળુ ત્યાં જાય.

## હરીગીત.

દસરાતણો તેહેવાર, મોહોટો ક્ષત્રીનો કહેવાય છે,
તલવાર સમકી અશ્વ પુજન, તે દીને અહીં થાય છે.
દરબાર દસરાનો ભરી, ઓવારણી લેવાય છે.
આવે પટેલ સહુ રાજ્યના, શિરપાવ ત્યાં વેહેંચાય છે.
ચડતી સવારી સાંજરે, હનુંમાન ડેરે જાય છે,
ઉંડે કસુંબા રોઢીઆતે, અન્ય જંનને પાય છે.
વળતાં સવારી નગ્રમાં, સહુની સલાંમી થાય છે,
પ્રેમે નિહાળી પુરને, પછી રાજ્ય મેહેલેજાય છે.

## મુખ્ય સવારી.



### દોહરો.

દસરા ધન તેરસ અને, કાળી ચૌદસં વાંચ,
દીવાળી હોળી મળી, મુખ્ય સવારી પાંચ,

# સ્ત્રીઓને ગાવા સારૂ.



## ગરબો.

અસાડે આનંદકારીરે અમથી અળગા સું રહો છો (એ રાગ)

ઉદેપુર પતિ માહારાજારે, ગુણ તેના ગાઇએ પ્રીતે,
રવી વંસ સદા સુભ કારીરે, વરણવીએ બહુ બહુ રીતે.
ફતેસિંહ છબી બહુ સારીરે, સરસ સ્વભાવે સાણુછો,
દાતા વિક્રમના જેવારે, દેવ સમોવડ દાનાછો.
કરૂણા વૃત્તિ વખણાઇરે, કિરતી ચોપાસે જાંમી.
સનમાન મળ્યું બહુ સારૂંરે, સુભ ખ્યાતો પૃથ્વી પામી,
આનંદ અતિ ઉર ધારીરે, દીલમાં જાણે દીવાળી,
સહુ સુખમાં દીન નિરગમતારે, માહારાજાનું મુખ ન્યાળી.

## સાખી.

મુલક મુલકમાં વિચરી, બહુ બહુ પામ્યાં માન,
રીતી નિતી જોઇને, ખુબ થયા ગુણવાંન.

## ચાલ.

વિધ્વાંન વડા વિવેકીરે, રાજનિતીમાં પુરાછો,
રૈયત સુખ સાધન કેરાંરે, રક્ષણ કરવા સુરાછો.
ગુણવાન ગણ ગુણવંતારે, સદ ગુણનો સ્વિકાર કર્યો,

છો ધર્મ ધુરંધર ધારીરે, કિરતીનો કોઠાર ભર્યો.
ઇનસાફ સમે આદરતારે, ધર્મ તણી વૃતી ધારી,
પરદુઃખ ભંજન મહારાજારે રાજ્યનિતિની બલીહારી
મળસે સુખ મોટું એથીરે, પ્રગટ થસે કુળનો દીવો,
સૌજન આશિષો આપેરે, ક્રોડ વરસ જુગમાં જીવો,

## સાખી

ચતુર શિરોમણી સર્વદા, મહિપતી મોહોટા રાજ,
રૂપમાં અરપું આપને, દિનમણીની માહારાજ.

## ચાલ

નવરાત્રવિશે નવચંડીરે, રક્ષા કરજો રાજાને,
દુરગેશ્વર દુઃખડાં કાપોરે, સુખદો ગુલાબ કુવર બાને.
તમો સમજ કુંવરબા રાણીરે, ગુણ નિરમળ ગંગા જેવા,
શિયળવૃત સાધવી સાચાંરે, નિત્ય કરો પતિની સેવા.
કરો દાંન દયા દીલ ભાવેરે, ભગ્તિ ઇશ્વરની રહેવા,
જાણે જુગતંબા પ્રગટયાંરે, કળીયુગમાં દરસન દેવા.
યસ જાણો જગમાં મોહોટોરે, એવું મન પોતે ધારો,
હસ્તુ મુખ હરદમ જેનુંરે, પ્રેમ મગન પ્રિતે પાળો.

## ગરબો

અંબાને બહુચરા બેરે બેનડીઓ એ (રાગ)

દસરા તણો દીન આનંદ કારી, મેળો ભર્યો ઉદેપુરમાં ભારી.

જોવા તણી બલી હારી, સઈયર ચાલોનીરે.
વાટમાં હાટના ઠાઠ મચાવ્યા, દેશ વિદેશના વેહેપારી આવ્યા,
માલ વિલાયતી લાવ્યા, સઈયર ચાલોનીરે.
કિનખાબ મશરૂ ને સાડી બેરંગી, ખંડ બનારશી દીસ તા જંગી,
પેહેરસે નાર ઉમંગી, સઈયર ચાલોનીરે.
ગવન ગુલાબના ફુલની વાડી, રેસમી કોરની સુરતી સાડી,
રંગે દીસે રઢીઆળી, સઇયર ચાલોનીરે.
ચોકસીઓ ચઉટાનારે આવ્યા, સોના રૂપા કેરા દાગીના લાવ્યા,
લોકોનાં મન લલચાવ્યા, સઇયર ચાલોનીરે.
ગોપ ગળુબંધ ઘુઘરી સારી, કંગની ગોફણી ઘુઘરીઆળી.
મોતીનો બાંધેલી વાળી, સઇયર ચાલોનીરે.
તેલી તંબોળીને કંસારા કહાવે, તાંબા પીત્તળ કેરાં વાસણ લાવે,
વેચે છે સોંઘે ભાવે, સઈયર ચાલોનીરે.
સ્વારી ચઢે માહારાજની સાંજે, કનક અંબાડીમાં મહીપતી છાજે,
ગરગડ દુદભી વાજે, સઇયર ચાલોનીરે.



## કન્યાશાળામાં છોકરીઓને ગાવા સારૂ ગરબી.



### રાગ--(સીતાજીના કાગળનો)

ધન્ય ધન્ય દીવસ એહેની આજનો,
વાધ્યો હર્ષ અતિ ઘણો ઉર, દીપે ઉદેપુર, જીવો ફતેસિંહજી.

રૂડું રાજ્ય અમર જગમાં તપો,
એવી મેહેર કરો જુગદીશ, નમાવીએ શીશ, જીવો ફતેસિંહજી.
થાજો અખંડિત અધિપતી રાજના,
માહારાજ રહો સિરતાજ, અચળ કરો રાજ, જીવો ફતેસિંહજી.
રવી વંશમાં દિનમણી દીપીયા,
રૂડું ચહુઆંણુ કુળ ગુણવાંન, મળે બહુ માન, જીવો ફતેસિંહજી.
જેના જાહેર જસ જગમાં ઘણા,
વળી કિર્તિની છાપ છપાય, ગુણીજન ગાય, જીવો ફતેસિંહજી.
રૂડી રાજ્યનિતી રીતી પાળતા,
પૂરા વિદ્‌તામાં વિદ્વાંન, ચતુર ગુણ જાણ, જીવો ફતેસિંહજી.
જેનો ન્યાય અદલ અતી ઓપતો,
મળે સાફરીતે ઇનસાફ, ધરી દીલ આપ, જીવો ફતેસિંહજી.
વિદ્યા હુન્નર હેતે વધારવા,
વડી હોંસ ધરો માહારાજ, કરો સુભકાજ, જીવો ફતેસિંહજી.
નિજ કુટુંબ સદા સુખમાં વસો,
નહીં લેશ ધરે દીલ દ્વેસ, કદીએ નરેસ, જીવો ફતેસિંહજી.
ઘણી રિધ સિધ વૈભવ પાંમજો,
વળી જામજો જગતમાં ખ્યાત, સુંખી રહો સાથ, જીવો ફતેસિંહજી.
જેમ સસીકળા સોળે પુરણ ચઢે,
તેમ ચઢતી થજો મહિપાળ, કહે વ્રજલાલ, જીવો ફતેસિંહજી.



# રાજબોધ.



## ઈંદ્રિવિજય.

ગંગજળે કરી સ્નાન નિરંતર, અંતરમાં સુખમાં પામો વધારે,
પુંજન દેવતણું કરતાં; મન રંજન થાય અહોનિસ ભારે.
કેશવ કેશવ નામ રટો નિત, શાંન્ત બની ગુરૂ વાક્ય વિચારો,
એ સઘળા સુખનો કરી ત્યાગ, ફરી કયમ રાજ્ય પ્રપંચ સ્વિકારો.

## મરાઠી ચાલ.

ઈશ્વરના જન આજ્ઞા, ધારક બને આપના જ્યારે,
આજ્ઞા પાળક થઈને પ્રભુની, ભગતી કરશો ત્યારે.
પ્રભુની સેવા આદરથી નૃપ, કરશો વારે વારે,
પ્રજા આપની સેવા કરવા, તતપર થાસે ત્યારે.

## ગીતી

તું પ્રભુ દ્વારની પાસે, બેઠો તાહારે મને ધરી આશા,
તો તુજ દ્વારની પાસે. બેઠો તેની સરાવજે આસા.

## મનહર

રાજ્ય રૂપી ઝાડ તેનું, પ્રજા રૂપી થડ સારૂં,
થડ દ્રઢ થાય ત્યારે, ઝાડ દ્રઢ થાય છે.

માટે થડને ન મારો, કુહાડાનો ઘા નકારો,
ડાળીઓ પરે તમારો, નિવાસ બંધાય છે.
ઝાડ કેરૂં થડ જ્યારે, નિર રસ બને ત્યારે,
વાના એક ઝપાટાથી, પાડી તે નંખાય છે.
માટે કોઇ નરપતિ, પ્રજાનું પીડન કરે,
નિજ થડ નિજ હાથે, ઉખેડવા ચાહાય છે.

## સવઇઆ.

સાર અસારનું માપ કરી, નિત હામધરી નયસાર ગૃહે છે,
જ્ઞાન સુધા તણું પાન કરે, નિત વાણી વિનોદ પ્રવાહ વહે છે.
દીન અને ધનવાનતણું, સનમાન સમાન પ્રકાર ચહે છે,
કેસવ રંજન થાય નિરંતર, કાર્ય વિલોક કૃપાળ રહે છે.

## માલીની.

સુખ દુઃખ જયમ લાગે, આપને ચીત્ત જેવું,
ત્યમ સકળ જીવોને; લાગસે સદ્ય તેવું.
મનુષ્ય મન વિચારી, એમ જે જ્ઞાન જાણે,
સરવ જન વખાણી; સંત તેને પ્રમાણે.

## કુંડળીઓ.

રાણી જાયા રાજવી, રણ સુરા રજપુત,
ડરે નહીં દુશ્મન થકી, ભલે હોય કદી ભુત.
ભલે હોય કદી ભુત, દુત મોહોટા દંતાળા,

સુરા આર્ય રજપુત, કુટી નાંખે કંટાળા.
મુખ સામું લડી મરે, કરે નહીં વહાલી કાયા,
શીકર તજીને ફરે, રજપુતો રાણી જાયા.

## છપો.

રાજાનો એ ધર્મ, પ્રજા પ્રિતેથી પાળે,
રાજાનોએ ધર્મ, સદા આચરણે ચાલે.
રાજાનો એ ધર્મ, દયા દીલ મધ્યે રાખે.
રાજાનો એ ધર્મ, કદી જુઠું નવ ભાખે.
ખરો ધર્મ રાજા તણો, ન્યાય અદલ આપે સહી,
વ્રજલાલ કહે ખરા મહિપતી, ટેક કદી છોડે નહી.

## સવઈઓ.

ચંદ્ર સુર્યવંસી મહિપતીને, રાજાઓ સહુ ધરજો ચીત.
ઇચ્છો રાજ્ય ચલાવા સારૂં, તો સમજો આ રૂડી રીત.
નિતી કેરી રીતી જાણી, એ રીતેથી કરવું કાજ,
રાજબોધ સમજી ચાલો તો, રામ સરીખું ચાલે રાજ.
યસવંતા જોરાવર યોદ્ધા, રણસંગ્રામે ભીડી બાથ.
પ્રથ્વિ માટે લડી મુવા, પણ પ્રથ્વિ ગઇ નહીં કોસંગાથ.
દાંન દયા દીલમાં વિચારી, પુન્યતણો ભંડાર ભરો.
પરમારથમાં પૈસા ખરચી, કિર્તીનો કોડાર કરો.
પ્રજા સર્વ સુખીકે દુઃખી, તેનો નિત્યે કરવો વાદ.
સમ દ્રષ્ટે દેખો સઊને, તો અમૃતનો વરસે વરસાદ.

વિદ્વાનોને માન દઇને, જ્ઞાનતણા વિવાદ ધરો,
રાજ્ય નિતિ શીખો એ રીતે; સદ્‌ગુણનો સ્વિકાર કરો.
ગુણવંતાને શોધી કાહાઢી; ગુણનીગણના કરવી છેક,
એવા નરનું સોધન કરતા; લાખ કરોડે મળસે એક.
હાથી મોતી રત્નસિંહએ; જગો જગો નહીં પેદા થાય.
સોધન કરતાં સારી રીતે; કોક દિવસ નજરે દેખાય.
ચાડી ખોરો ચોર લબાડી; જુઠાનું ઉતારો નુર,
રાત્ર દિવસ ખુશામત ખાલી; કરનારાથી રહેવું દુર.
સાંમંતો સારા શોધીને; નેકસલાહ આદરવી ખાસ,
ખાનદાન કુંટુંબી ખાતે; ખોળી રાખો તેને પાસ.
હલકા હોદેદાર થશે તો; કંઇક જનોના ઘડસે ઘાટ,
જાત વિનાની ભાત પડે નહીં; એ દ્રષ્ટાંતે સમજો વાત.
હાથીને સો મણનો બોજો; ભરસો તો પણ સેહેસે ભાર,
ગર્ધવને ઉપરાંત ગજાથી; ભાર ભરોતો ખાસે માર.
જે નર જેવો કામ કરંદો; તેને તેવું સોંપો કાજ,
સઉને સરખો ન્યાયમળેતો; નિતી કેરૂં ચાલે રાજ.
નીચ જનોને મળે મજુરી; શું કરવા પછી ચોરી થાય,
પેટ બીચારાં ભરી પોતીકુ; પર ધનને નહી હરવા જાય.
નવરા જનને મળે રોજીતો; શું કરવા પછીતે અકળાય,
કાંમ વિનાના કરે ધીંગાણા; તે સઉ પલમાં નાસી જાય.
દેશીને ઉત્તેજન આપી; કંઇક વધારો હુન્નર કામ,

ઝુન્નર આ દેસે થાસે તો; સઘળા અહીઆ રહેસે ઠામ.
રૈયતને રાજી રાખોતો; શાન્તિ સઘળામાં ફેલાય,
રાજા રૈયત સંપ કરેતો; ધાર્યું કારજ નિશ્ચે થાય.

ચોપાઇ

અધીક હેતથી કહું છું અમો; એ રીતથી સુણજો તમો.
પર ધન પર નીંદા પર નાર; પર હર કહું છું વારંવાર.
પરધન દેખી થાવું અંધ; પર નીંદા નવ કરે બંધ.
જુલમ નકરશો કોથી જુઠ; રંક સાથે નવ રહેસો રૂઠ.
નવકરસો મદપનો સંગ; આપ મલીન નવ રાખો અંગ.
સ્વપ્ના વત જાણો સંસાર; માથે નવ તાણીસો ભાર.
કરજો પરમારથના કાજ; તો રાજી રહે શ્રી મહારાજ.
અમૃત ફળ વાવો સઉ ખાય; વળી વાટમાં છાયા થાય.
નવાંણુ ખોદાવો રોપો ઝાડ; પરમેશ્વર માંને છે પાડ.
ભલી વાત મુખે ભાખજો; સરણાં ગત સરણે રાખજો.
અહંકાર નવ કરસો લેશ; દુઃખ ભંજન કહેવાજો દેશ.
રૈયતના કહેવાજો રામ; નિત્ય કરો પરમારથ કામ.
ફિકર સુ નવ કરસો ક્રોધ; રૂડી વાતે નવ ધરસો રોધ.
પરદુઃખ દેખી થાજો દુઃખી; સુખી રૈયત પેખી રહો સુખી.
અનાથીઓમાં આલો અન્ન; નિરમળ રૂડું રાખો મન.
કોઇ દીવસ રમસો નહીં દુત્ત; ધર્મ વાતે નવ થાસો ધુર્ત.
અમલ વસનવ થાસો આપ; સતી તણા નવ લેસો શ્રાપ.
આપ્યું પાછું લેસો નહીં; ના નવ કેહેસો મુખે કહી.

છાનું ચપનું કરીએ પાપ; પરમેશ્વર જાણે છે આપ.
કરીએ તે ભોગવવું પડે; આવીને સઉ અંગે અડે.

## દોહરો.

અધિપતીનો નથી આ વખત ભરત ખંડમાં ભાર,
કામની સાથે કાઢતા; ઓઝળમાં અવતાર.

## ગીતી.

આસાઅર્ક પ્રકાસ્યો; સહવાર થઇ ગઇ પ્રસંનતા સાથે.
અવળાજે ગરજાણુ; તેની રાતી ઘોર પડી માથે.



# નિતી વાક્ય



## સાર્દૂળ.

કાયા કંપી જશે, ગતિ અટકસે; દંતો પડી સૌ જસે,
આંખે ઝાંખ થસે, ન કાંન સુણસે; લાળો મુખે આવસે.
બુદ્ધીમંદ થસે, જીવ્હા અટકસે; કાઠી ગૃહી ચાલસે,
એવું વૃધત્વ આવતાં, શ્રીપતિની: સેવા શી રીતે થસે.

## દોહરો.

બોકતણું હીત કારણે, તેજ કહુ નિરધાર,
જે ભણતા ગ્નાની બને; તજી મુર્ખતાભાર.
મોહા દુઃખદાયક મૂર્ખતા, યોવન મોહા દુઃખદાય,
એ બેથી પણ દુઃખ અધીક; પર ઘરવાસ સદાય.

## ગીતી.

દુર્જન કુઠાંમવાસી, વળી કુકર્મી નીચીનજર જેની.
તુર્ત નાસ તે પાંમે, મૈત્રી કરતાં ખરૂં કહું તેની.

## દોહરો.

મનમાં ધાર્યું કાર્ય, તે પ્રગટ કરો નહીં કોય,
ગુપ્ત પણે તે સાધવું, નાશ પ્રકાસે હોય.

## મનહર

મરાળ તો મોતી ચરે; મોતીમાંજ માન્યુ મન,
ભલો તેને અવર આહાર, કેમ ભાવસે.
સાકર સદૈવ ખાવા. ઇચ્છે છે સક્કર ખોર;
અન્નપર રૂચી કેમ; અંતરમાં આવસે.

## દોહરો.

વાંક કરીને કોયજન, અપરાધી જો થાય,
ક્ષમા થાય અપરાધ પણ મર્મ ટળી નવ જાય.

## ગીતી.

પ્રભુ ઇચ્છામાં જેની, પ્રસન્નતા તે વર્તન ભલી ભાતે,
તે પરમેશ્વર સાથે, સદા રહે છે પ્રસંન્ન સૌ વાતે.
પ્રભુ આજ્ઞા પ્રભુ નિયમો, એએ સાથે મન જોડે પ્રીતે,
દુધ અને સાકર જયમ, એક બીજામાં ભળે સરસ રીતે.

## દોહરો.

સાચો નર સંસારમાં, વદસે સાચી વાત;
ભલે પછી તે ભરમમાં, કરે કોઇનીઘાત.

## મનહર

પુન્ય છે માહાન મુખ્ય; ગુપ્ત દાન થાય તેનું,
સર્વને જણાવી સીંદ; મિથ્યા માંન માગે છે.
જંગલમાં જોગી જઇ; ગુપ્ત રીતે ધ્યાન ધરે,
તોય તેનું દુઃખ પ્રભુ; ભાવ ધરી ભાગે છે.
પાપ છાંનું કરો તોય; એક સમે જગત જોય છે;
ભલે તે ચતુર હોય; તોયે ભોગ જાગે છે.
સીક્ષક કહે છે એમ; દાંનનુ ન પુન્ય જાન,
ગોળ ખુણે ખાય તોયે; ગળ્યો એતો લાગે છે.
દુઃખથી ન ડરી જાય; ફંદથી નફરી જાય,
સર્જન સુકૃત્ય કેરૂ; વૃત નહી ત્યાગે છે.
પ્રીત થકી એક રીતે; પ્રભુ તણી ભગતી કરે,

ઠાંમકે કુઠાંમ પણ; ભ્રાંન્તી ભલી ભાગે છે.
સુગુણ પોતાના મુખ; મૌન્ય રાખી દાખવે છે,
મિથ્યા મનમાં ન જાણો; માન એ તો માગે છે.
કહે સીક્ષક એ નહીં; ભલાની ભલાઇ જાય,
ગોળ ખુણે ખાય તોય ગળ્યો એતો લાગે છે.
જાતી જે ખવાસ હોય; ન છુપે છુપાય તોય,
ફુલ ખુણે ઉગેતો શું; વાસતેનો ભાગે છે.
હીરો તેજદાર હોય; છોડે કેમ પાંણી તેહ,
સુવર્ણની પાસે તે સું સાહય કદી માંગે છે.
સુમ કેરો જીવ જાય; પાઇની જો ખોટ ખાય,
ધર્મીને સું પડી કે કયાં ઢોલ તેનાં વાગે છે.
નાજુક જે નારી તે સાદાઇ માંહે દીપી રહે,
ગોળ ખુણે ખાય તોય; ગળ્યો એતો લાગે છે.
પતીવ્રત પાળવાને, ગોરી કદી ગર્વ ધરે,
દુનીઆમાં માને દુષ્ટ; માન એતો માગે છે.
સંત બેઠો સામાધીમાં; અરે પછી અંગ કાપો,
ખ્યાલમાં ખુશાલમાં મચ્યો; તે સું પાછો જાગે છે.
ભલે કદી નર કેરો કર છોડો, દ્રવ્ય ભાગે,
ભલી તેની વૃતી કદી છોડી તેને ભાગે છે.
ગુપ્ત કરો ધર્મ તોય, પુન્ય કદી જાય નહીં,
ગોળ ખુણે ખાય તોય; ગળ્યો એતો લાગે છે.

## ૫૬

## શાર્દૂળ વિક્રિડિત

આવે છે જવ કાળ ગ્રાસ કરવા, જાણો નહી બાળતે,
રોગો શત્રુ સમાંન પ્રહાર કરી તે; પુરા કરે હાલતે.
સ્વાસે આયુષ ઘટ ઘટે જયમ અરે; વારી ફુટેલા ઘટે.
એતું સુદ્ધ સમજાય તોય પ્રભુને સંસારીકાના રટે.

